કચ્છ કાઠિયાવાડ આર્ય પ્રાદેશિક સભા

## વૈદિક સાહિત્ય પ્રકાશન મંડળ

(૧) ડૉ. પી. એમ. મોદી, M. A., Ph. D. Professor of Sanskrit, Samaldas College Bhavnagar.



(૯) [illegible] D. Sc., secretary K. K. A. P. S. Dhrangadhra

(૧૦) શ્રી, પં. કૃષ્ણ શર્મા Editor, Virat Bharat, Rajkot.

(૧૧) શ્રી. નર્મદાશંકર જે. ત્રિવેદી, M. A, Bhavnagar.

(૧૨) પ્રો. અર્જુનદેવ M. Sc., President K. K. A. P. Sabha; *Editor-in-chief.* Bhavnagar.

# હિંદુ સંગઠન

અર્થાત્

# Dayanand's Contribution
TO
# Hindu Solidarity

*Sjt. Ganga Prasad Upadhyaya*

ગુજરાતીમાં
શ્રી મગનલાલ બી. જોષી
જામનગર

પ્રકાશક
કચ્છ કાઠિયાવાડ આર્ય પ્રાદેશિક સભા

# અનુક્રમણિકા




પ્રકાશક—પ્રો. અર્જુનદેવ, પ્રધાન,
કચ્છ. કાઠિયાવાડ આર્ય પ્રાદેશિક સભા, ભાવનગર
મુદ્રક : રતિલાલ છોટાલાલ પારેખ
સરસ્વતી છાપખાનું : ભાવનગર

મૂળ પુસ્તક

શ્રી નારાયણ સ્વામીને—
—આર્ય સમાજના ઉદ્દેશ માટે જેમની
નિઃસ્વાર્થ સેવા સુપ્રસિદ્ધ છે તેમને
અર્પણ
કરવામાં આવેલ છે

આ અનુવાદ

કચ્છ–કાઠિયાવાડ આર્ય પ્રાદેશિક સભાને
સાદર સમર્પણ
કરવામાં આવે છે.

અનુવાદક

# મૂળ પુસ્તકની પ્રસ્તાવના

આજકાલ ધર્મને એક આફત તરીકે ગણવામાં આવે છે. છતાં મનુષ્ય ધાર્મિકતામાંથી મુક્ત રહી શક્યો નથી. ધર્મનો ત્યાગ એક વસ્તુ છે. જ્યારે ધર્મઢોંગીઓના બંધનમાંથી તેને મુક્ત કરવો એ તદ્દન જુદી વસ્તુ છે. જો મનુષ્યના આત્માની સર્વ શક્તિઓને સંપૂર્ણ સમતુલા અને એક રાગથી કામ કરતી બનાવવી હોય તો તેના સ્વભાવમાં રહેલાં ધાર્મિક તત્ત્વને ઓળખીને તેનો વિકાસ સાધવો જોઈએ, એમ અર્વાચીન વૈજ્ઞાનિક મેક્ષ પ્લેન્કે કહેલું છે તે મત સાથે અમે સંપૂર્ણ રીતે સંમત થઈએ છીએ. મનુષ્યની ઉન્નતિ રૂપી વિશાળ મંદિરનું નિર્વિઘ્ને ચણતર કરવા માટે પાયારૂપ કોઈ ખડક હોય તો તે ખરી ધાર્મિકતા જ છે. આ હેતુનું નિરૂપણ કરવા માટે આ ' ધાર્મિક ક્રાન્તિ માળા ' નાં પુસ્તકો લખવામાં આવેલ છે.

ગંગાપ્રસાદ ઉપાધ્યાય

મહર્ષિના પરમભક્ત



શ્રી. મગનલાલ બી જોષી

# અનુવાદકના બે બોલ

મહર્ષિ દયાનંદ સરસ્વતીએ હિંદુધર્મમાંથી સડો સાફ કરી વેદધર્મને તેના મૂળસ્વરૂપે પાછો જાગ્રત કરવા માટે, સાચી આર્ય સંસ્કૃતિ શું છે તે જગત સમક્ષ નીડરપણે બતાવ્યું છે. એક કાઠિયાવાડી-ગુજરાતી હોવા છતાં તેમનાં કાર્યનો પ્રચાર હિંદના બીજા ભાગોમાં તેમજ બહારના જગતમાં જેટલા પ્રમાણમાં થયો છે તેટલો પ્રચાર તેમના પોતાનાં જન્મસ્થાન-કાઠિયાવાડ-ગુજરાતમાં થઈ શક્યો નથી. તેનું એક કારણ પ્રચારની ખામી છે. આ હેતુને ધ્યાનમાં લઈ કચ્છ-કાઠિયાવાડ આર્ય પ્રાદેશિક સભાએ જે કાર્ય ઉપાડ્યું છે, તેને વેગ આપવા માટે શ્રી ગંગાપ્રસાદ ઉપાધ્યાયે અંગ્રેજી ભાષામાં "Religious Renaissance Series" (ધાર્મિક ક્રાંતિમાળા) લખેલ છે તે ગ્રંથમાળાનાં આ બીજા પુસ્તકનો અનુવાદ કરી ગુજરાતી ભાષા જાણતી જનતામાં તેનો પ્રચાર કરવાનો નિર્ણય થતાં, મેં આ ગ્રંથનો અનુવાદ કરવાનું માથે લીધું. અનુવાદ તરીકે મારી શક્તિની ઉણપ છતાં મેં જે પ્રયાસ કર્યો છે, તેમાં ભાષા-દોષની ઘણી ખામી રહી જવા પામી હશે; છતાં વાચક વર્ગ મૂળ લેખકના ભાવને સમજી શકશે તો પણ હું તેમનો ઋણી થઈશ.

જામનગર,<br>
તા. ૨૧-૧-૪૭

મગનલાલ બી. જોષી<br>
અનુવાદક

## બે બોલ

પ્રસ્તુત પુસ્તક સભાના સાહિત્ય મંડળનું ચોથું પુષ્પ છે. આ પુસ્તક હિન્દી તથા અંગ્રેજીના સિદ્ધહસ્ત સુપ્રસિદ્ધ લેખક શ્રી પં. ગંગાપ્રસાદજી ઉપાધ્યાય M. A. ની Swami Dayanand's Contribution to Hindu Solidarity નામના પુસ્તકના અનુવાદ રૂપ તથા શ્રી મગનલાલ ખી. જોશીના ઉત્સાહ તથા શ્રમનાં પરિણામ સ્વરૂપ છે.

જાતીય–જીવનનાં વિશુદ્ધ દૃષ્ટિકોણને અનુસરતો અને પુષ્ટ કરતો આ અતિ ઉપયોગી ગ્રંથ ગુર્જર ભાષાભાષીઓની સેવાર્થે પ્રગટ કરતાં હું કૃતકાર્યતા અનુભવું એ સ્વભાવિક જ છે. પ્રાચીન કાળથી ચાલી આવેલી આ આર્યજાતિ તથા પરમ પવિત્ર જનપદ આર્યાવર્ત દેશ વર્તમાનમાં જટિલ સંક્રાન્તિ કાળમાંથી પસાર થઈ રહેલ છે. જગતગુરૂ ભારત દેશ આજે પતિત અને પરાધીન બનેલો છે. શારીરિક માનસિક અને આત્મિક ત્રિવિધ તાપ–સંતાપ અને રોગોના ધામ રૂપ બની સંભ્રાત અવસ્થાને પામેલ છે. ઉન્નત શિખરેથી લપસેલી અને અવનતિમાં સડબડતી આ આર્યજાતિ–હિન્દુ જાતિનો સર્વનાશ કરવા અનેક ભયંકર રોગોના સેંકડો અને હજારો કિટાણુઓ એને ફોલી રહ્યા છે. જાતીય–શરીરનો અને આત્માનો બાહ્ય અને આંતરિક ભયંકર હ્રાસ થઈ રહેલો છે. પરન્તુ આશ્ચર્ય તો એ છે કે જીવનના પુરૂષાર્થ માટે સર્વ પ્રકારે અતિ ઉદાસીનતા સેવાઈ રહેલી છે. પરમ ઔદાર્યનો ધ્વજ

કહેવાવતા હિન્દુઓ પોતાના ધન–જન–જીવન સર્વસ્વને વેડફી રહ્યા છે. આવા ભ્રમિત હિન્દુઓ હિન્દુ–જાતીય જીવન અને હિન્દુ સંગઠનના સાધકો અને પ્રચારકોને કોમીવાદી તરીકે ચીતરે છે. હિન્દુ સંગઠનની ચર્ચા માત્રને જ હાહડતુ કોમીવાદ લેખે છે. જ્યારે બીજી કોમોના ભયંકર સર્વનાશકારી કોમીવાદ સર્વસ્વને ભોગે પરિપુષ્ટ કરવામાં ગર્વથી સલગ્ન થએલ દેખાય છે. હિન્દુ સગઠનની ચર્ચા એ રાજનૈતિક અપરાધ હોય તેમ હિન્દુઓ દ્વારા જાણે ત્યાજ્ય બની ગયેલી છે. પરન્તુ સગઠનને અપરાધ માનવાવાળા અમારા ભોળા ભાઈઓ ભયકર ભ્રમમા છે

હિન્દુઓ ! પોતાનું આત્મપરીક્ષણ કરી જુઓ ! તમને ત્રણ પ્રકારના હિન્દુઓ જડશે (૧) સસારભરના સમસ્ત લોકોથી દબાતા, ગરીબ, નિર્માલ્ય હિન્દુઓ, (૨) ઘર ગૃહસ્થી તથા કુટુમ્બ–પરિવારના રીત રિવાજોમાં હિન્દુ અને રાજનૈતિક ક્ષેત્રમાં હિન્દી (૩) હિન્દુઓના ધન–જન–બળે ચુટાઈ જાહેર નેતૃત્વ પામ્યા પછી પોતાને હિન્દુ અભિમાન આપતાં પણ શરમાતા હિન્દુઓ. હિન્દુઓના ૯૯ ટકા મતે ચુટાયેલા હિન્દુ પ્રતિનિધિઓ અધિકાર પદ પામી હિન્દુ મટી જાય છે, અને હિન્દી થઈ જાય છે. સ્વરાજ્ય–મનમોહક–મોદક પ્રાપ્તિની આશામાં સર્વસ્વ ત્યાગવા અંતે હિન્દુત્વનો ભોગ આપવા પણ તત્પર થઈ ગયેલ છે સ્વતત્રતા દેવીના મધુર–દર્શનની ઘેલછામા હિન્દુત્વને હણી નાંખ્યુ છે. જે દેવીની આરાધનામાં અમારા પૂજનીય નેતાઓએ પોતાના ઘર–બાર, જાન–માલ, અને કુટુમ્બ–પરિવારનો ભોગ આપી ગોરી–નોકરશાહીની ભયાનક જેલોની દુસ્સહ યાતનાઓ સહી, અનેક બલીદાન દીધાં. એ ત્યાગ અને તપના પારિતોષક રૂપે મળેલ અધિકારો અને હોદ્દાઓ–લઘુમતિ–લોકો રખે નારાજ ન થઈ જાય એ બીકે એણે જે માગ્યું તે આપ્યું. ગુંડાતત્વને

નાબુદ કરવાને બદલે પ્રોત્સાહિત કર્યું. અને આજે જ્યારે હિન્દુઓના દેશમા હિન્દુઓની બહુમતિમાં તેની જ મા—બહેનોની બેઇજ્જતી થતી હોય, તેના જ જાન–માલની હોળી સળગાવાતી હોય અને સ્વાતંત્ર્યપ્રાપ્તિમા ડગલે ને પગલે અનેક રૂકાવટો નખાતી હોય, તેવી હાલતમાં પણ નેતાઓ ડાહ્યા સજ્જનોને નાથે, અને ગુંડાઓને છુટા નાચવા દે ત્યારે ભયંકર હત્યાકાંડ રચાય એમાં દોષી કોણ?

આવી અવસ્થામા ભ્રમિત હિન્દુઓ માને છે.—અમે ઉદારતા દાખવીએ છીએ, વિશ્વબંધુત્વ કેળવીએ છીએ, ભોગ આપી વિશાળતાના પાઠો દુનિયાને શીખવીએ છીએ, આત્માની ઉચ્ચતા દેખાડી આઝાદીની લાયકાત બતાવીએ છીએ પણ અરે! ભોળા હિન્દુ! તારી ઉદારતા તારી નિર્બળતાનુ કારણ દેખાય છે. તારો ભોગ તારી મુર્ખાઇ અને નિર્માલ્યતાને લીધે મનાય છે તારૂં બલિદાન પ્રતિપક્ષીનો ભોગ્ય પદાર્થ ગણાય છે નથી સાધુભાવની એને આવશ્યકતા અને નથી તારી વિશ્વ—બંધુત્વ-ભાવનાની એને પરવાહ તુ આખાએ વિશ્વને બંધુત્વના ભાવે બાંધવા જાય છે, પણ પહેલાં તુ તારા જ ભાઇને બધુત્વનુ અમૃત પાઇને સજીવન કર. પહેલાં તુ એની સાથે જ એકદિલ થા. પછી આડોશી-પાડોશીનુ બંધુત્વ કેળવ, પછી તારા બંધુત્વનુ વર્તુળ વધારતો જા. ત્યારે જ તને તારૂં નિશ્ચિત ધ્યેય પ્રાપ્ત થશે. તુ તો પહેલે જ કુદકે સાતે સમુદ્ર પાર કરવા જાય છે. જ્યારે કે તારામાં ઘૂંટણીએ પણ ચાલવાની શક્તિ નથી, આજે તારૂં સંખ્યા બળ વિશાળ હોવા છતાં, તું સૌથી ખરાબ દુર્દિન દેખી રહ્યો છે, કારણ કે તારી શકિતઓ વિખરાયેલી પડી છે, સગઠિત નથી. સમુદ્રતટે પડેલા રેતીના કણનો ઢગ કરી, નાનકડા પણ લોહના ઘણ સાથે તેને અફાળો તો તે ગમે તેટલો મોટો રેતીનો ઢગ હોય

પરંતુ ક્ષણભરમાં કણકણ અલગ થઇને ધરાતલ પર ખરી જશે. અને નાનકડો પણ સુસંગઠિત અને સુવર્ધિત લોહદંડો વિજયની ગર્વ-છટા દેખાડતો જેવો ને તેવો બીજી સ્પર્ધા માટે તૈયાર જ દેખાશે. હિન્દુજાતિ! તારામાં એકીકરણનો સદન્તર અભાવ છે. તું છિન્નભિન્ન છે. તું જીવવા માગે છે મરવાના ઉપાય આદરીને. તો તારા છુટા-છવાયાં કણોમાં સ્નેહનું રસાયણ પેદા કરી પોલાદ બનાવ. જેથી માનવતાના ઉચ્ચ આદર્શોને પ્રાપ્ત કરવાના તારા પ્રયત્નોમા નાના નાના અન્ય સમુદાય સ્વતઃ તારી સાથે સમ્મિલિત થઈ જાય. અને હાલની તારી ગતિને વારેઘડીએ થતી 'રુકઝાવ' ને બદલે 'આગે કુચ' મળે.

જે વ્યક્તિ અથવા જાતિ નિજત્વ-પોતાપણુને ભૂસી નાખી અપ્રયુક્ત ઔદાર્યને અનુસરી મૃત્યુના મ્હોમાંથી બચવા માગે છે, તે કદી પણ જીવિત નથી રહી શકતી. સૌથી પ્રથમ નિજ-ત્વને દઢ કરવું પડશે. જાતીય-જીવન માટે જાતીય-સંગઠન કેળવવું પડશે. અને અચળ અને અટલ આત્મવિશ્વાસ ઉત્પન્ન કરવો પડશે કે હિન્દુ ધર્મ જ સર્વ શ્રેષ્ઠ માનવકલ્યાણ કરનારો એક માત્ર ધર્મ છે. એણે અનેક પતિતોને પાવન કર્યા છે. અનેક પથભ્રષ્ટોને દીવાદાંડી બની માર્ગદર્શન કર્યું છે. સંસારના સર્વ ધર્મોને આદર્શ અને ઉચતાનાં અમી પાર્યા છે. માનવતાને ખાતર હિન્દુ ધર્મની હયાતી સહુથી વિશેષ આવશ્યક છે. તેના થકી જ સંસારને શાંતિના સૂત્રો શીખવાશે. જે સમયે હિન્દુ સંસ્કૃતિ અને હિન્દુ સભ્યતા સંસારમાં માનવ હૃદયોમાથી ઓસરી જશે ત્યારે સમસ્ત સંસારમાથી માનવતાનો પ્રલય પાસે આવ્યો જાણવો. જ્યા સુધી શાંતિ અને સમભાવનો સ્રોત-હિન્દુત્વ સાચા સ્વરૂપે પ્રવાહિત રહેશે ત્યા સુધી પુનઃ માનવ-કલ્યાણ અને

વિશ્વ શાંતિનાં અમૂલાં ઔષધો હયાત છે, એ નિર્વિવાદ છે. વિશ્વ કલ્યાણ અર્થે પણ હિન્દુત્વનું રક્ષણ કરવું જરૂરી છે. હિન્દુત્વને જીવિત રાખવા તેના છિન્નભિન્ન તત્ત્વોનું સંયોગીકરણ કરવું પણ અતિ આવશ્યક છે. હિન્દુ સંગઠન વિના હિન્દુત્વ પાંગળું અને અનાથ બનેલું છે. વૃદ્ધિ અને શાન્તિને ચાહતા હોઈએ તો તેનાં કારણોને આચરણમાં લાવવા પડશે. આપણે સહુ ભાઈઓ એકત્ર થઇએ એમાં પાડોશીના પેટમાં શા સારૂ દુઃખે? અને જો દુઃખે તો ભલે દુઃખે; તેથી આપણે સત્કાર્ય શા માટે મૂકી દેવાં! હિન્દુઓએ સંગઠિત થવું જોઈએ કારણ કે ગુંડાતત્ત્વ ચઢી ન વાગે, અને સંસારમાં સજ્જનતા, માનવતા જોખમાય નહિ. માનવતા અને સાધુભાવના સંરક્ષણાર્થે સજ્જનોનું સંગઠન કેળવવું એ કોઈ દોષ નથી કે નથી કોઈ રાજનૈતિક ગુનો. જાતિના જીવન-મરણના કટોકટીના સમયે પણ જો જાતિ આંખ બંધ રાખી કબૂતરની જેમ માની લે કે હવે બિલાડી દેખાતી નથી માટે બિલાડી ભાગી ગઈ તો એમ વિનાશકારી બિલાડી ભાગી જવાની નથી. આંખ બંધ કરી કલ્પના સૃષ્ટિમાં ભલે બિલાડીઓને ભગાડો.

પરાધીન-પતીત-ભારતની સાચી ઉન્નતિ માટે આંતરિક અને બાહ્ય ઉભય શુદ્ધિ અને વૃદ્ધિની આવશ્યકતા છે. તેને માટે જે યૌગિક પ્રક્રિયા યોગીરાજ મહર્ષિ દયાનન્દે બતાવી છે તેને આચરણમાં લાવવાથી જ હિન્દુસ્તાન અને હિંદુત્વ પુનઃજીવન અને ઉત્થાનને પ્રાપ્ત કરી શકશે. મહર્ષિએ નિષ્ણાત વૈદ્યરાજની જેમ રોગી અને પરાધીન ભારતનું નિદાન કર્યું. એનો જ અક્ષરશઃ અમલ કરવાથી જગતગુરુ ભારત ફરીથી પૂર્વગૌરવ અને પૂર્વ ઉચ્ચતાને પામી શકશે.

આ પરમ પવિત્ર ઉચ્ચ ભાવનાને ગુર્જર-ભાષા-ભાષીઓની સાત્વિક સેવાર્થે પહોંચાડવાની જે તમન્ના તપશ્ચર્યા અમારા સહૃદય બંધુ શ્રી મગનલાલ જોશીએ કરી છે તે વસ્તુતઃ પ્રશંસાને પાત્ર છે; અનુકરણીય છે. આ પુસ્તકના પ્રકાશન માટે પોતે જે આર્થિક સહાયતા પણ કરી છે તે બતાવી આપે છે કે શ્રી જોશીજીના મન-મન્દિરમાં હિન્દુ-જાતિના સંગઠનની, જાતીના જીવનની જ્યોત જળહળી રહી છે. આવી અપ્રતિમ સેવા માટે અને ઉત્તમ સફળતા માટે અમે શ્રી મગનભાઈને શતશઃ સાધુવાદ આપીએ છીએ. અનેક ધન્યવાદ આપીએ છીએ.

જાતીય સંગઠન કેળવતો અને જાતિમાં નવજીવનનો સંચાર કરતો આ ઉત્તમ ગ્રંથ પ્રત્યેક હિન્દુના ઘરમાં પહોંચવો જોઈએ. હિન્દુત્વ પ્રેમીના કરકમળમાં આ ગ્રંથ હોવો જરૂરી છે. હિન્દુ કાર્યકર્તાઓએ નિરંતર પ્રભુભક્તિ સાથે જ એનો પાઠ કરી અને સર્વાંશમાં આચારમાં લાવી જાતિને પુનઃ સંગઠન અને સજીવન કરીને લેખકના શ્રમને સાર્થક કરવો જોઈએ.

અર્જુનદેવ
પ્રમુખ
હિ. મ. આ. પ્રા. સ.

ભાવનગર
૩-૨-૪૭

॥ ઓ૩મ્ ॥

# મહર્ષિ દયાનંદ અને હિંદુ સંગઠન

## પ્રકરણ ૧ લું

## હિંદુ અને હિંદુત્વ

હિંદુ શબ્દની વ્યાખ્યા આપવા માટે ઘણા પ્રયત્નો થઈ ચૂક્યા છે, પરંતુ તેઓ બધા સંપૂર્ણ રીતે નિષ્ફળ ગયા છે 'હિંદુ' એ ધાર્મિક એકમ છે, કે સામાજિક એકમ છે કે રાજકીય એકમ છે? 'હિંદુ' શબ્દનો વાસ્તવિક અર્થ શું થાય છે એ કોઈ જાણતું નથી છતાં 'હિંદુ' એટલે શું તે સૌ કોઈ સમજી શકે છે કેળવાએલા હિંદુ માનસને તર્કની જાળમાં ફસાવી હિંદુના એક વિભાગને બીજા વિભાગથી અલગ પાડવા માટે રાજકીય મદારીઓએ ઘણા પ્રયત્નો કર્યા છે ઘણી વાર તેઓને ફાવટ પણ મળી છે,–પણ થોડા જ દિવસની કે થોડા જ સમયની. હિંદુત્વમાંથી વિખૂટો પડેલો એકાદ મનુષ્ય કે સમૂહ હિંદુત્વનો ઈન્કાર કરતો અહીં તહીં કોઈ વાર નજરે પડે છે, પણ થોડા જ વખતમાં તેને પોતાની ભૂલ સૂઝે છે અથવા સંજોગવશાત્ ધીમે ધીમે તેનો વિરોધ

ઓસરતો જાય છે અને પોતાની જૂની ઘરેડમાં આવી જાય છે. શિખ, બ્રહ્મો અને આર્યસમાજીઓ તેનાં તાજાં દષ્ટાંતો છે. જૈન, બૌદ્ધ અને લિંગાયત જેવી નાની કોમો કદાચ તેનાં જુનાં દષ્ટાંતો છે. આ છે હિંદુત્વની વિશિષ્ટતા–લાંબી કે ચોડી–કે કેટલાક સૈકાઓ થયાં તેને છિન્નભિન્ન કરનાર અસંખ્ય બળો જોરથી કામે લાગેલ છતાં, હિંદુત્વ આજે પણ હજી જીવતું જાગતું અને મજબુત છે. તેના પાકા દુશમનો પણ એમ નથી કહી શકતા કે તે મરી ગયું છે અથવા મૃત અવસ્થામાં દેખાય છે. તેના ઉપર હજારો રાજકીય પ્રલયો ફરી વળ્યા છે, એવો એક પણ પ્રલય જો બીજી કોઈ મનુષ્યજાતિ ઉપર ફરી વળ્યો હોત તો તે ક્યારની ઉંડી ગર્તામાં દટાઈ ગઈ હોત. તેને અસંખ્ય સામાજિક કે ધાર્મિક–સામાજિક આંચકાઓ લાગી ચૂકયા છે, જેવા આંચકાઓ અન્યત્ર પ્રાણઘાતક નીવડ્યા છે. પણ હિંદુત્વમાં એવું કંઈક અકથ્ય અને અવર્ણનીય છે કે જેને લીધે તમામ આપત્તિઓ સામે ટક્કર ઝીલી તમામ રોગોમાંથી તે જીવિત રહ્યું છે. આજથી વીસ સૈકાઓ થયાં મનુષ્ય જાતિ ઉપર આ દુનિયાના જુદા જુદા ભાગોમાં જે પરિવર્તનો થયાં તે તરફ જરા નજર કરો! મહાન પ્રજાઓની વખતોવખત થએલી ચડતીપડતીની તવારિખ તપાસી જુઓ! જેમાંથી થોડા બચી શકે અને ઘણા નાશ પામે એવા નાના મોટા ઉત્પાતો મચી ગયા છે કે તેનો જરા ખ્યાલ કરો! પછી હિંદુધર્મને જે ખોટ,–અલબત્ત તે ઘણી ભારે છે–લાગી

છે તેનો હિસાબ કરો. આ સર્વનો તોલ કરો અને તમને લાગશે કે હિંદુધર્મની ક્ષિતિજ ઉપરની કાળી વાદળી-ઓમાં પણ રૂપેરી રેખા–આશાનું કિરણ છે અને તે નિરાશાવાદીના મનના અંધારા ખુણામાં પ્રકાશ પાથરે છે અને તેને પ્રગતિને પંથે આગળ ધપાવે છે. હિંદુ-ધર્મનો વિનાશ થયો જ નહિ. તેને ઘણી વાર માંદગી આવી–ઘણી વાર ભયંકર માંદગી પણ આવી. પણ જીવ-લેણ ખરી? એક વાર પણ નહિ. તેના હાથપગ ઠંડા પણ પડ્યા, શ્વાસ રોકાએલો પણ લાગ્યો, ત્યારે પણ હૃદયના ધબકારા ચાલુ જ હતા અને જાદુની જેમ જીવન-નો ફરી સંચાર થયો. હિંદુ જીવનનું આવું જ સ્વરૂપ છે. તે અસ્વસ્થ હશે તેમાં આશ્ચર્ય નહિ. તે સકારણ છે. પણ સૌથી આશ્ચર્ય જેવું તો એ છે કે તે હજી અસ્તિત્વ ધરાવે છે. ના, તે જીવિત છે. હિંદુધર્મ કેટલો અડગ છે! હજારો ભૂકંપોથી બચ્યો છે અને હજુ પણ તે પોતાના પગે ઉભો હોવાની ખાત્રી આપે છે. બેશક, હિંદ ભૂત-કાળમાં સોએ સો ટકા હિંદુ હતો. હવે ફક્ત બે તૃતી-આંશ રહ્યો છે. ૩૫ કરોડમાંથી ૨૪ કરોડ. આ મોટી કમનશીબી છે. એક તૃતીઆંશની ખોટ એ કાંઈ નાની ખોટ નથી. તેથી હૃદય બેસી જાય. પણ એ ચિત્રની બીજી બાજુ પણ છે. અનેક ધાડાંઓની સામે અને એક એક તસુએ હિંદુ ધર્મે યુદ્ધ મચાવ્યાં છે. જે પ્રજાઓના અવશેષો માત્ર સામાયિક ઇતિહાસનાં પાનાંઓ ઉપર તેના નામરૂપે રહ્યા છે અગર તો ભૂસ્તરવેત્તાઓના સંગ્રહ-

સ્થાનોના ખુણામાં પડ્યા છે, તેવી પ્રજાઓની સાથે સરખામણી કરતાં હિંદુધર્મની મજબૂતીનો ઠીક ખ્યાલ આવી શકશે. બાબીલોન ગયું–ગયું તો ગયું, કદી ઉભું નહિ થવાનું. મીડીઓ ક્યાં ગયા ? તેનું શું થયું તે ધરતીમાતા જ કહી શકે. કાર્થેજ–હેનિબોલની જન્મભૂમિ–જેનું નામનિશાન પણ હાલના નકશા–પુસ્તકમાં રહ્યું નથી. પરંતુ પૃથ્વીરાજની જન્મભૂમિ દિલ્હી કે પ્રતાપની જન્મભૂમિ ચિત્તોડ હજી કાયમ છે. તેમની પુરાણી કીર્તિ ભલે ન હોય. પણ રાખની નીચે તણખો હજી મોજુદ છે. ભૂતકાળને વર્તમાનની સાથે સાંકળતી અને ઉજળાં ભવિષ્યની આશાઓ આપતી જીવનની ધારા હજી મોજુદ છે.

હિંદુત્વની વ્યાખ્યા આપવા અમે રોકાતા નથી. સુકા તર્કશાસ્ત્રીઓ ભલે તે વિષયમાં લમણાં ફોડે. અમારે માટે તો એટલું કહેવું બસ છે કે દરેક હિંદુ સમજે છે કે પોતે હિંદુ છે. તેના અંતરમાં એક વંશપરંપરાગત એવી વસ્તુ છે જેનાથી તે પોતાને બીજાથી જુદો સમજે છે. હિંદુ શબ્દની વ્યુત્પત્તિ કરવી એ પણ શક્તિનો દુર્વ્યય કર્યા બરાબર છે. બેશક, આપણા દેશનાં પ્રાચીન સાહિત્યમાં–સંસ્કૃત કે પ્રાકૃતમાં પણ–'હિંદુ' અને 'હિંદુત્વ' શબ્દો મળી આવતા નથી. સાચા નાગરિક માટે 'આર્ય' શબ્દ બધે વપરાતો હતો. માત્ર વૈદિક સાહિત્યમાં જ નહિ પણ બૌદ્ધ કે જૈની સાહિત્યમાં પણ તેનો ઉપયોગ થતો આવ્યો છે. પ્રજાનાં દરેક સ્ત્રી કે પુરૂષ પોતાને માટે 'આર્ય' કે 'આર્યા' એ જ

શબ્દનો ઉપયોગ કરતાં. સાચું કહીએ તો તે એક ઉચ્ચ શબ્દ હતો અને તેનો અર્થ પણ ઉચ્ચ થાય છે. ઘણા જ ઉંચા અર્થવાળો તે શબ્દ હતો. તે શબ્દ વાપરનારાઓ સર્વ ઉચ્ચ અને સુંદર ભાવોની પ્રેરણા મેળવતા. ખરેખર એ શબ્દનો મનુષ્યની ભાષામાં કોઇ બંધબેસતો. પર્યાયવાચક શબ્દ નથી. પરંતુ લાંબા સમયથી તેનો ઉપયોગ બંધ પડ્યો છે, અને તેને બદલે 'હિંદુ' શબ્દ વપરાય છે. 'सिंधु' या 'इन्दु' જેવા કોઈ સંસ્કૃત શબ્દનો તે અપભ્રંશ હોય. વ્યાકરણના નિયમોની થોડી ખેંચતાણ કરીને તે શુદ્ધ સંસ્કૃત હોવાનું પણ સાબિત થઈ શકે. કેટલાક માને છે તેમ તે શબ્દ પરદેશી પણ હોય. ફારસી સાહિત્યમાં કોઈ કોઈ સ્થળે તેનો ઉપયોગ "કાળા", "વિધર્મી" અથવા "ચોરી કરનારા" તરીકે પણ થયો છે. પરંતુ મૌલિક રીતે તે ફારસી હોવાનું કે ફારસી ભાષામાં તેનો મુખ્ય અર્થ એવો થતો હોવાનું સાબીત કરવું મુશ્કેલ છે. જેવી રીતે ખ્રિસ્તી લેખકને હાથે 'નાસ્તિક' કે 'પાગન' શબ્દનો ઉપયોગ થયો છે, તે રીતે ફારસી મુસ્લિમ લેખકોને હાથે તે શબ્દનો એવો હલકો ઉપયોગ થયો હોય. પરંતુ ઉપર કહી ગયા તેમ અહીં તે શબ્દની વ્યુત્પત્તિ સાથે અમારે સંબંધ નથી, તેને બદલે "આર્ય" શબ્દ ફરીથી દાખલ કરવામાં આવે તો ઘણું જ સારૂં. પણ તે તદ્દન જુદી વાત છે. સૌથી ઉઘાડી વાત તો એ છે કે 'હિંદુ' શબ્દની વ્યુત્પત્તિ કે મૂળ અર્થ ગમે તે હોય તોપણ એટલા લાંબા

સમયથી અને એટલો બહોળો એનો ઉપયોગ દેશમાં અને વિદેશોમાં ચાલુ રહ્યો છે કે તેનો ઉપયોગ હાલમાં કંઈ હરકત વગર સરળતાથી થઈ શકે છે.

'હિંદુત્વ' શબ્દનું પૃથક્કરણ કરવા બેસીએ તો નકામી વિવાદાસ્પદ ચર્ચામાં ઉતરી પડવાનો પ્રસંગ આવે અને આપણો હેતુ મારો જાય. એક સુંદર વસ્તુના ટુકડા કરવાથી ઘણી વાર તેની ખુબી મારી જાય છે. અને તેને બદલે કોઈ ભયાનક, વિરૂપ અને દુરાકૃતિવાળી વસ્તુ ઊભી થાય છે. તેથી કદાચ તેના દોષો વધારે પડતા દેખાય અને તેના ગુણ ઢંકાઈ જાય. આપણે તેનો સ્પર્શ કરીને તેને બગાડવા માગતા નથી. આગળ ચાલતાં ચર્ચા દરમ્યાન કદાચ જરૂર પડશે તો તેની કેટલીક મુખ્ય બાબતોની સંભાળપૂર્વક સમીક્ષા કરશું. હાલ તો માત્ર નીચેની હકીકત પ્રત્યે લક્ષ ખેંચી સંતોષ માનશું.*

* શ્રી વીર વિનાયક દામોદર સાવરકર, જેઓ હાલ હિંદુ મહાસભાના પ્રમુખ છે તેમણે તાજેતર 'હિંદુ' શબ્દની નીચેની વ્યાખ્યા આપી છે.—

आसिंधुसिंधुपर्यन्ता यस्य भारतभूमिका ।
पितृभूः पुण्यभूश्चैव स वै हिंदुरिति स्मृतिः ॥

"જે મનુષ્ય સિંધુ નદીથી માંડીને સમુદ્ર પર્યંતની આ ભારતભૂમિને પોતાની પિતૃભૂમિ તેમજ પુણ્યભૂમિ માને છે તે હિંદુ."

કેટલાંક કારણસર આ ઘણી જ સુંદર વ્યાખ્યા છે, પરંતુ ઉપર બતાવેલી ભૌગોલિક મર્યાદાઓથી 'આર્ય' શબ્દની સાથે જે માધુર્ય રહેલું છે તે કેટલુંક ઓછું થઈ જાય છે.

## પ્રકરણ ૨ જું

# હિંદુત્વની અવનતિ

હિંદુત્વની અવનતિનો ઇતિહાસ મહાભારત પહેલાંના કેટલાક સૈકાઓ પહેલાંથી આલેખી શકાય છે. તે યુગની તવારિખ એટલી અંધારામાં છે કે આ પ્રશ્નની વિગતોમાં ઉતરવું મુશ્કેલ છે. હિંદુત્વનો ભૂતકાળ જરાએ યશસ્વી નહોતો એમ કહેવાની હદ સુધી કેટલાક ગયા છે, પરંતુ તેમના મત સાથે મળતા નહિ થવાનાં પૂરતાં કારણો અમારી પાસે છે. સ્થાપિત હિતોને બાજુએ મુકી દઈએ તો, પ્રાચીન ભારતીય સાહિત્યમાં કે ભૂસ્તરવેત્તાઓના પરિશ્રમને પરિણામે પ્રકાશમાં આવેલ પ્રાચીન પાર્થિવ અવશેષોમાં જ નહિ પણ પરદેશોના પ્રાચીન ઐતિહાસિક અવશેષોમાં તેના પુષ્કળ પુરાવા મૌજુદ છે જે હિંદુત્વના ભૂતકાળની શાખ પૂરે છે. જેમ ખડકોની રચના ઉપરથી તેની આયુનું પ્રમાણ નક્કી કરવાના નિયમો હોય છે, તેમ કાળના ક્રમે ક્રમે જે કોઈ પ્રાચીન વ્યવસ્થાઓ આપણી પાસે ઉતરી આવેલી છે તેના સમયનું પ્રમાણ નક્કી કરવાના નિયમો હોય છે. હિંદુ સાહિત્યમાં કે હિંદુ રિવાજોમાં આવી વસ્તુઓનો કમી નથી. મનુષ્ય કે પ્રાણીઓની ખાસિયતો

ઉપરથી તેની કેટલીક પેઢીઓ કેવી હતી તેની શોધ કરવામાં પ્રાણીવિકાસશાસ્ત્રીઓ મશગૂલ રહે છે. એવી જ રીતે કહીએ તો, પ્રજાઓની ખાસિયતો એ તેના રિવાજો છે અને તેના ઉપરથી તેવી જ રીતે પ્રજાઓના ઇતિહાસ શોધી શકાય છે. લગ્નવ્યવસ્થા અને તેની સાથે સંબંધ ધરાવતી કેટલીયે બાબતો, શ્રમવિભાગના ધોરણે રચાએલી સમાજની વર્ણવ્યવસ્થા અને બીજા ઘણાય વ્યવહારિક અને ધાર્મિક રિવાજો જે આજે પણ એક યા બીજા સ્વરૂપે મોજૂદ છે, તે હિંદુત્વના ભવ્ય ભૂતકાળનો નિર્દેશ કરે છે.

પછી પડતી આવી. ધીમે ધીમે સડો પેસવા લાગ્યો અને સુંદર વ્યવસ્થાઓનો દુરૂપયોગ થવા લાગ્યો. મહાભારતના જમાનામાં તે સડો પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો. હિંદુ સભ્યતાનો તે સૂર્યાસ્ત લેખી શકાય. કારણકે ત્યારથી હિંદુ ધર્મ મહાસુશીબતે જીવિત રહ્યો છે. બેશક, તે દરમ્યાન ગૌતમબુદ્ધ, ચંદ્રગુપ્ત અને અશોક જેવા મહાન પુરૂષો થઈ ગયા ખરા પણ તેઓ મરણાગાંઠ્યા. તેમનો પ્રભાવ અમુક મર્યાદા કે અમુક સમય કરતાં આગળ જઈ શકયો નહિ. દાખલા તરીકે ગૌતમબુદ્ધ સૌથી યશસ્વી વિભૂતિ હતા. તેમનો પ્રભાવ તેમની હયાતિ દરમ્યાન નૈસર્ગિક રહ્યો અને તેમના અનુયાયીઓ પણ પડોશી પ્રજાઓના સૈકાઓ સુધી ધર્મના વડાઓ તરીકે રહ્યા. પરંતુ બૌદ્ધ ધર્મની અંદર કોઈ એવી વસ્તુ હતી કે જેથી તે હિંદમાં લાંબો સમય રહી શકયો નહિ. એટલું જ

નહિ પણ વિદેશીઓની નાગચૂડમાંથી તે દેશને બચાવી પણ શક્યો નહિ. નોંધને પાત્ર એક બીજી વ્યક્તિ હોય તો તે દિલ્હીના પૃથ્વીરાજ, પરંતુ તે પણ અંધારી રાતે માત્ર એક રાક્ષસી આગિયા જેવા તેનો પ્રકાશ થતાંની સાથે તે બુઝાઈ ગયો અને દેશ હતો તેના કરતાં વધારે ગુલામ બન્યો. જે રાજાનો ઈતિહાસ પ્રેમ પ્રકરણથી શરૂ થાય છે તે વધારે સારૂં શું કરી શકે? પૃથ્વીરાજ અને જયચંદ બંને વીર હતા પરંતુ કોઇ પોતાના અંગત સ્વાર્થથી પર રહી શકયા નહિ. રાષ્ટ્રિય પરિભાષામાં વિચાર કરવાનું કાં તો તેમના નશીબમાં નહોતું અગર કાં તો રાષ્ટ્રિય વિકાસનો એવો જબ્બર ઓટ આવ્યો હતો કે તેઓ ઉંચે આવી શકયાજ નહિ. હિંદના ઈતિહાસનો આ યુગ, પ્રેમ-શૌર્યમાં બીજી કોઈ વીર પ્રજાના કોઈ યુગની સાથે સરખાવી શકાય એવો છે. પણ જે દૃષ્ટિકોણ આપણાં વ્યક્તિગત કાર્યોને રાષ્ટ્રિયતાનો બાહ્ય દેખાવ આપે છે તે દૃષ્ટિકોણની ખામી તે યુગમાં તરી આવતી હતી. સંયુક્તાનો પ્રેમ જે પૃથ્વીરાજના જીવનની પહેલી ભૂલ હતી તે દિલ્હી કે કનોજના મહાન ક્ષત્રિય કુલોને જ નહિ પણ સમસ્ત હિંદને માટે ભારે કરૂણ નીવડી. અને મૂળ કારણ એ હતું કે જે વખતે આ વીર પુરૂષો પોતાનાં શૌર્ય, સ્વાર્થ કે સ્વમાનનો જ ખ્યાલ કરી રહ્યા હતા તે વખતે સામાન્ય હિંદુ જનતાને જે આંતરિક બળો વિચ્છિન્ન કરી રહ્યાં હતાં તેની કોઈને પરવા નહોતી. પૃથ્વીરાજ અને જયચંદ બન્ને બહાદુરી-

થી હણ્યા પણ અંગત સ્વાર્થની ખાતર; અને તેમના અંતની સાથે પ્રજાની સ્વાધીનતાનો પણ અંત આવ્યો, જેનો તેમને કદાચ ખ્યાલ પણ નહિ હોય.

વિદેશી ધૂંસરીને લીધે હમેશના ઘા પડ્યા પછી જ, કાંઈક જાગૃતિ આવી ખરી. પરદેશી પગપેસારો એટલે શું તેની પહેલાં તો આપણને કાંઈ ગણના જ નહોતી. આપણે આપણી ઘરઘરની બાબતોમાં ખૂબ ગૂંચવાઈ ગયા હતા. પારકી મોરલી ઉપર નાચવાનો આપણને કાંઈ અનુભવ નહોતો. માત્ર ક્ષણિક લાભ મેળવવો એ માત્ર આપણો વિચાર હતો આપણે જ્યારે આંખ ઉઘાડી જોયું ત્યારે વાત વંઠી ગઈ હતી. ક્ષેત્ર પારકાના હાથમાં પડ્યું હતું, અને તેને બહાર કાઢી શકાય એમ નહોતું થએલી હાનિ માટે આપણને ઘણું-દુઃખ થયું, આપણે ખૂબ રડ્યા, અને આપણે વખતોવખત ખૂબ ધમપછાડા માર્યા પણ ખરા. પણ તે બધું વ્યર્થ. આપણી બેડીઓ વધુ ને વધુ મજબૂત બનતી ગઈ એક જ માત્ર આશાનું કિરણ રહ્યું અને તે આપણી નિરાધાર અવસ્થાનું આછું ભાન—જે ભાનથી આપણે કંઈક વિચારવા લાગ્યા. મુસ્લિમોના હાથે હિંદ સંપૂર્ણ પરાધીન હતું ત્યારે પણ વિદેશી ધૂંસરી ફગાવી દઈ એક વાર ફરીથી સ્વતંત્ર બનવાનો દૃઢ નિશ્ચય તો નહિ, પણ એક આછી ભાવના જાગૃત થવાનાં નિશાન માલમ પડે છે. ખરૂં જોતાં મુસ્લિમોના હાથે હિંદ કદી સંપૂર્ણ પરાધીન થયું જ નહોતું. અફઘાનિસ્તાન અને ઈરાન વહેલાઈથી મુસ્લિમ બેડી નીચે ભોગ બની ચૂક્યા

હતા. પોતાનો ભૂતકાળ સંપૂર્ણ ભૂલી જઇને તેમણે પોતાના આત્મા અને દેહનું સમર્પણ કરી દીધું. તેમના પૂર્વજો જેને સર્વસ્વ માનતા હતા એવું બધું તેમણે તજી દીધું. પોતાનું વ્યક્તિત્વ તજી દઈને ઈસ્લામમાં ભળી ગયા. પણ હિંદુઓની વાત જુદી હતી. હિંદુઓનો દેશ પારકાના હાથમાં હતો ખરો. તેનાં શરીર બંદીવાન હતાં, તેનો હાથપગ ઉપર મજબૂત બેડીઓ પડી હતી, તેઓ અસહાય હતા, પરંતુ તેઓનો આત્મા હજી સ્વાધીન હતો. તેઓ નિશ્વાસ તો નાખી શકતા હતા જ. તેઓને પોતાનો .ભૂતકાળ સાદા સ્મરણમાં જ હતો. બહુ જ દબાણ હોવા છતાં પણ તેઓ પોતાના પ્રજાદેહને કોઈ કોઈ વાર વેગ પણ આપતા હતા. તેમને કચડીને દબાવી દેવાનું સહેલું હતું પણ તેમની હયાતી જ મિટાવી દેવાનું ઘણું જ મુશ્કેલ હતું. વિજેતાઓએ આ જોયું. કેટલાક પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રયત્નો પણ કરવામાં આવ્યા. અકબર જેવા અક્કલમંદ રાજાઓએ પોતાની અક્કલનો ઉપયોગ કર્યો ઔરંગઝેબ જેવા ધર્માંધ રાજાઓએ પોતાની ધર્માંધતા વાપરી. પરંતુ આપણા વિદેશી રાજ્યકર્તાઓની અક્કલમંદી કે ધર્માંધતા, ડહાપણ કે મુર્ખાઈ આપણા શરીરમાંથી છેલ્લો શ્વાસ કાઢી લેવામાં સમર્થ ન જ નીવડ્યાં. ઈસ્લામનું મોજું–રેતી અને તોફાન સહિતનું મોજું, જે અરબની રેતાળ ભૂમિ વચ્ચેથી ઉઠ્યું અને જે ભારે ભયંકર વેગથી પૂર્વમાં અને પશ્ચિમમાં ફરી વળ્યું–જેણે યુફ્રેટિસ અને ટાઇગ્રીસ નદીઓનાં પાણીને ઓખના

પલકારામાં સૂકવી નાખ્યાં અને ભૂમધ્યના વિસ્તારને પણ આવરી લીધો-, તે મોજું સિંધુ નદીને આ કાંઠે ઘણું જ નબળું થતું જણાયું હતું અને જેવું ગંગા નદી ઉપરથી પસાર થયું તેવું જ તેનું સર્વ સામર્થ્ય જતું રહ્યું હતું. અમારો સામાયિક મુસ્લિમ શાયર, મહાન હાલી આ હકીકત પોતાની સુંદર કાવ્યપંક્તિઓમાં સુંદર રીતે જણાવે છે:—

" હીજાઝનાં વહાણોનો એ નિડર કાફલો જે જેહુન કે સિહુન નદીમાં પણ ન અટક્યો, અને જે સાત સમુદ્ર ચીરીને પાર ઉતર્યો તે જ કાફલો ગંગાના મુખમાં ડાંગી ને ભુક્કો થઈને પડ્યો. "

પડ્યો તો પડ્યો જ તેમાં કાંઈ શંકા નથી. તેનું કારણ હિંદુત્વનો એ ઝીણો તણખો જ હતો. જે કોઈ દિવસ પુરેપુરો બુઝાયો જ નહોતો અને રાખ નીચે દબાએલો હોવા છતાં વખતોવખત નીચેથી અગારા મારી ઉંચે આવતો હતો.

ખાસ વિશિષ્ટ પ્રકારની પહેલી જાગૃતિ જોવામાં આવી હોય તો તે ચિત્તોડના રાણા પ્રતાપ, દખ્ખણના શિવાજી અને પંજાબના ગુરૂ ગોવિંદસિંહ જેને હિંદુઓ કદી ભૂલી શકશે નહિ એવા ત્રણ મહાન યોદ્ધાઓની ચડતી તે સમયમાં હતી. તેઓની વીરતા અનુપમ હતી. તેઓ કોઈ રીતે પરાક્રમમાં પૃથ્વીરાજ કરતાં કે ખરૂં કહીએ તો બીજા કોઈ યોદ્ધા કરતાં ઉતરે એવા નહોતા.

એટલું ખરું કે તેઓએ સિકંદર કે હેનીબાલની પેઠે લશ્કરોનાં ધાડાં લઈ ચડાઈઓ નહોતી કરી. એટલું પણ ખરું કે દુનિયાના વિજેતાઓની નામાવલિમાં તેઓનાં નામ નથી. પરંતુ પોતાના વ્યક્તિગત સ્વાર્થો કરતાં રાષ્ટ્રિયતાને મોખરે રાખનાર તેઓ જ પ્રથમ પંક્તિના મહાન પુરૂષો થઈ ગયા. તે સમયે હિંદુસંગઠનની સૌથી વધારે જરૂર હતી અને તેઓએ હિંદુત્વના સંગઠન ખાતર પોતાનું સર્વસ્વ હોમી દીધું. તેમની પહેલાંના કોઈએ ખરી રાષ્ટ્રિયતાનો એટલો ખ્યાલ સરખો નહોતો કર્યો એટલું જ નહિ પણ કોઈએ મહાન રાષ્ટ્ર દેહમાં પોતાના સ્વદેહનું એવું એકીકરણ નહોતું કર્યું. તેમનો વિજય પણ કાંઈ નાનો સુનો નહોતો. તેઓ વીરનું મોત મરી જાણ્યા એટલું જ નહિ પણ તેઓ પોતાની પાછળ રાષ્ટ્રિયતાનો એવો એક જબરો પ્રવાહ મૂકી ગયા છે કે તે હજી પણ સૌ કોઈને મંત્રમુગ્ધ કરે છે. દેશની સેવામાં તેમને અર્પણ કરેલાં એક એક રક્તના બિંદુએ પ્રજામાં પ્રાણનું સિંચન કર્યું છે. આજે પણ તેમનું નામ સાંભળતાં દેશભક્તોના હૈયામાં થનગનાટ પ્રસરે છે. તેઓ એટલા માટે મર્યા કે હિંદુત્વ જીવિત રહે; તેઓએ એટલા માટે કષ્ટ સહન કર્યાં કે હિંદુત્વને લાભ મળે. પરિણામે હિંદુ ધર્મ જીવિત રહ્યો છે. હિંદુ ધર્મને લાભ મળ્યો છે.

## પ્રકરણ ૩ જું

### હકીયાનંદ યુગનો પૂર્વકાળ

ઈશુ ખ્રિસ્તની ૧૬મી શતાબ્દિમાં રાણા પ્રતાપ અને ૧૭મી શતાબ્દિમાં ગુરૂ ગોવિંદસિંહ થયા. હિંદુધર્મને માટે તે કપરામાં કપરો કાળ હતો. બેશક, રાણા પ્રતાપના સમયનો મહાન પુરૂષ અકબર મુસ્લિમ રાજ્યકર્તાઓમાં સૌથી શાણો અને ભલો રાજા હતો અને તેનો રાજ્ય અમલ ધર્મ પ્રત્યે સમભાવવાળો અને પ્રગતિમાન હતો. પરંતુ બધાં રજપૂત રાજ્યોને પોતાનાં શાસન નીચે લાવવાની તેની નીતિ ઉપરથી તેની નેમ શી હતી તે પરખાઈ આવે છે. બીજા રજપૂત રાજાઓએ તે મુસ્લિમ બાદશાહ તરફ સહેલાઈથી પોતાની મિત્રતાનો હાથ જ્યારે લંબાવ્યો હતો, ત્યારે રાણા એક જ એવો પુરૂષ હતો કે જેની વિચક્ષણ આંખ ભવિષ્યના અંધકારને ભેદી દૂર જોઈ શકતી હતી. તેણે ઝટ પારખી લીધું કે હિંદુધર્મને માટે એક સોનાનું પિંજરૂં તૈયાર થઈ રહ્યું છે. હિંદુઓની સાથે કેવા પ્રકારનો વર્તાવ થશે એ સવાલ નહોતો પણ હિંદુત્વ જીવશે કે કેમ એ જ સવાલ હતો. અકબરે હિંદુઓની સતામણી બંધ કરી. તેણે તેમને

ધર્મની છૂટછાટો આપી. તેણે હિંદુઓને ઉંચા હોદ્દાઓ ઉપર નીમ્યા. પણ આ બધાંની પાછળનો હેતુ અને પરિણામ એ હતું કે મુસ્લિમ રાજ્યની જડ જમીનમાં ઘણી જ ઉંડી ઉતરી અને તેટલે જ અંશે હિંદુધર્મને સહન કરવું પડ્યું સામાન્ય માણસને આ વાતની સૂઝ પડે એમ નહોતું. રાણા પ્રતાપને જ તેની સૂઝે પડી. અને તેણે આ વિષયમાં પોતાનું જીવન રેડી દીધું તેને, વિશ્વાસ હતો કે હું ધાર્યું પાર પાડ્યા વગર મરી જઈશ તોપણ મારી રાખમાંથી એવા યોદ્ધાઓ જાગશે કે જે મારૂં ધારેલું કામ આગળ ધપાવશે

અને એવા યોદ્ધાઓ જાગ્યા પણ ખરા શિવાજી અને ગોવિંદ એક શતાબ્દિ પછી આવ્યા. તેમણે પ્રતાપના સ્મરણોમાંથી મહાન પ્રેરણાઓ મેળવી જ હશે અકબર પછીના રાજાઓનાં વર્તનથી તેમની આંખો ઉઘડી હોવી જોઇએ. તેમની ખાતરી થઈ હોવી જોઇએ કે પ્રતાપની શંકાઓ પાયા વગરની નહોતી સમસ્ત હિંદુ જગતે પણ એ જ વેદના—આકરી વેદના અનુભવી હતી શિવાજી અને ગુરૂ ગોવિંદસિંહના નેજા નીચે જે કામ થયું તે અદ્ભુત હતું મુસ્લિમ સત્તા નીચે સુરંગ ચાપનાર તેઓ જ હતા; હિંદુઓ માટે આશાના નવાં દરવાજા ખોલનાર પણ તેઓ જ હતા

પરંતુ તેઓનું કાર્ય યોદ્ધાઓનું હતું. તેઓ હિંદુ રાજ્યોની ફરી સ્થાપના કરી શક્યા, હિંદુઓ જે

ભાર નીચે દબાતા જતા હતા તે ભાર તેઓ દૂર કરી શકયા. પરંતુ હિંદુત્વના હાર્દને જ કોરી ખાનાર દર્દોની ન તો તેઓ ચિકિત્સા કરી શકયા અને ન તો તેનો ઇલાજ શોધી શકયા. તેઓ ક્ષત્રિયો હતા અને ક્ષત્રિયો તરીકે તેમને શોભે એવું તેઓ બધું કરી છૂટયા હતા વિદેશી ધૂંસરી દૂર કરવી એ એક વસ્તુ હતી, અને તેનાં બંધારણને જ મજબૂત બનાવવું તે બીજી વસ્તુ હતી. જે બાહ્ય ઉપચાર હતો તે માત્ર ઉપરછલ્લો જ નીવડ્યો. તેમણે જોયું કે મુસ્લિમો હિંદુઓને દબાવ્યે જ જતા હતા તેથી તેમણે તે દબાણમાથી હિંદુઓને મુક્ત કરવા કમર કસી પરંતુ હિંદુઓ મુસ્લિમ સત્તાની નીચે આવે એટલા નિર્બળ કેમ બની ગયા હતા તેનું કારણ તેઓ શોધી શકયા નહિ જે આંતરિક બળોએ હિંદુત્વને નબળું પાડી દીધું હતું તેનો અભ્યાસ કરવાનું કામ બ્રાહ્મણનું હતું અને તેને માટે એક સાચા બ્રાહ્મણ-ની જરૂર હતી અહીં સાચા બ્રાહ્મણનો અર્થ આજકાલ સવર્ણ બ્રાહ્મણનો જે અર્થ કરવામાં આવે છે તેવો હું કરવા નથી માગતો 'બ્રાહ્મણ'નો 'સાચો અર્થ એક વિદ્વાન, મહાન સિદ્ધાંતવાદી, દર્શનકાર, ઋષિ એવો થાય છે. આ યુગમાં દર્દથી ઘેરાએલા હિંદુત્વને ઔષધો પાઇને તેનું જીવન લંબાવવા પ્રયત્નો કરનાર આવા કેટલાક બ્રાહ્મણો ઉત્પન્ન થયા હોવાના દાખલા જોવામાં આવે છે. તેઓને વિવિધ પ્રકારની સફળતા મળી પણ ખરી જીવન લંબાયું પણ ખરૂ. વિકટ પરિસ્થિતિમાંથી

હિંદુત્વ ઉગરી પણ ગયું, એનો યશ તેમને ઘટે છે. પરંતુ હિંદુત્વની ગરદનની આસપાસ પડેલી ફાંસીના દોરડાની ધીમી ધીમી આગળ વધતી ભીંસને કોઈ અટકાવી શક્યું નહિ હિંદુત્વરૂપી દરદીનું લોહી ધીમે ધીમે ચૂસાતું ચાલ્યું ઉત્તરમાં તુલસીદાસ અને સુરદાસ અને દક્ષિણમાં તુકારામ વગેરેએ ચાલુ કરેલા ભક્તિના માર્ગોએ આ દરદીને ઘણું ચેતન આપ્યું. પરંતુ હિંદુઓનું સંગઠન સાધી શકાયું નહિ. દરદી ત્યા પોતાના પગ ઉપર ચાલવા શક્તિવાન થાય તે પહેલા જ નવાં બળો દષ્ટિગોચર થયાં અને દરદીને પાછો પથારીવશ કરી દીધો

આવું એક બળ તે ખ્રિસ્તીધર્મ ૧૬મી શતાબ્દિની શરૂઆતમા ખ્રિસ્તીઓ પહેલવહેલા હિંદમાં આવ્યા ઇ સ. ૧૪૯૮મા ઝામોરિન રાજાના દરબારમા વાસ્કો–ડી–ગામા આવ્યો તે ઘણું કરીને પહેલો ખ્રિસ્તી હતો. તે પહેલાં હિંદમાં કદી કોઈ ખ્રિસ્તી આવ્યો હોય તો તે એવો અપ્રકટ હતો કે તેની કાંઈ નોંધ લેવામા આવી નથી, પરંતુ દેશની રાજકીય અવસ્થામા થતા ફેરફારોથી વધુ ને વધુ ખ્રિસ્તીઓ આવવા લલચાયા પ્રથમ મદ્રાસ અને બંગાળમાં અને પછી દેશના બીજા પ્રદેશોમાં. અકબરના દરબારમાં કેટલાક ખ્રિસ્તી પ્રચારકો હતા અને તેના પછીના રાજાઓએ પણ તેમને સગવડ કરી આપી હતી પ્રથમ તો તેઓ માત્ર ફરતારામ જેવા હતા અને દેશની વ્યવસ્થામાં તેમની કાંઈ વગ નહોતી. તે સમયમાં સર્વોપરી સત્તા મુસ્લીમ

હતી અને હિંદુઓ ગૌણ હતા. કુદરતી રીતે મુસ્લીમો અને ખ્રિસ્તીઓ વચ્ચે તાણાતાણ ચાલી. આલ્બુકર્ક અને તેના અનુગામીઓએ ગોવામાંથી મુસ્લીમોને સામુદાયિક રીતે હાંકી કાઢ્યાનો ઉઘાડો દાખલો છે આ રીતે ખ્રિસ્તીધર્મ વધતો ચાલ્યો અને છેવટ હિંદુત્વને ભયરૂપ જણાયો. મુસ્લીમ સત્તાની પડતીના વચગાળાના સમયમાં, હિંદુઓએ રાજકીય સત્તા પાછી મેળવી પણ ખરી. વ્યાયવ્યમાં શિખ સત્તાના ઉદ્‌ભવ અને મધ્ય તેમજ ઉત્તર હિંદના મરાઠા સત્તાના ઉદ્‌ભવથી હિંદુઓને અનુકુળ તક મળી અને પોતાના ભૂતકાળની સભ્યતા પાછી મેળવવાનું હાથવેંતમાં હતું. પરંતુ આવા કઠિન કાર્યને માટે ખરૂં કહીએ તો તેઓ સુસજ્જ નહોતા; આંતરિક બળની જરૂર હતી. બહારથી આપેલી શક્તિ નકામી હતી. જે સામાજિક અને ધાર્મિક બદીઓને પ્રતાપ, શિવાજી અને ગુરૂ ગોવિંદસિંહે સ્પર્શ સરખો પણ નહોતો કર્યો, અને જે બદીઓ સામે થવા મહાદજી સિંધિયા કે રણજીતસિંહ શક્તિમાન નહોતા, તે બદીઓએ હિંદુધર્મને એટલો નબળો પાડી દીધો હતો કે નવા દુશ્મન આગળ તે ફરી ખળભળવા લાગ્યો.

આ બદીની સામે બાથ ભીડવાનો પ્રથમ સાચા દિલનો પ્રયત્ન કરનાર બંગાળી દેશભક્ત રાજા રામમોહનરાય હતા. સિરામપુર અને બીજાં મથકેથી હિંદુધર્મ ઉપર હલકાં આક્રમણો કરવામાં આવતાં હતાં અને તેની સામે કોઈ આંગળી પણ ઉંચી કરી શકતું નહોતું તે

સ્થિતિ જ્યારે તેમણે જોઈ ત્યારે તેમનું હૃદય દ્રવી ઊઠ્યું. પરંતુ હિંદુધર્મની વ્યવસ્થાની અંદર ઘણાં જ સડેલાં અને વિદેશી તત્ત્વો ઘુસી ગયાં હતાં અને આ સડેલી અવસ્થામાં બહારનાં કોઈ આક્રમણને અટકાવી શકાય એમ નહોતું. એવી સ્થિતિ જ્યારે તેમણે નિહાળી હશે ત્યારે તેનું દુઃખ કેટલું બધું વધી પડ્યું હશે! રાજા રામમોહનરાયને બેવડી લડાઈ લડવી પડી. એક તરફથી જે ખ્રિસ્તી પ્રચારકો કેળવાએલા બંગાળી યુવાનોની લાગણીઓને ભરમાવીને અને તેમને પુરેપુરા કે ઓછાવત્તા વટલાવીને ચારે કોરથી પોતાની જમાતનો વધારો કરી રહ્યા હતા. તેની સામે, અને બીજી તરફથી, પોતાનાં સ્વજનો-હિંદુ પંડિતો જે હિંદુ દેહના રોગગ્રસ્ત ભાગનો સ્પર્શ પણ કરવા દેતા નહોતા,-તેની સામે હતી. વેદમાં કે બીજા હિંદુ શાસ્ત્રોમાં મૂર્તિપૂજા કે સતીના ચાલ વિષે કોઈ પ્રમાણ નથી અને તે વિકૃત જમાનાની નવી વસ્તુઓ છે એમ જ્યારે રાજા રામમોહનરાયે સાબીત કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે સમસ્ત અંધશ્રદ્ધાળુ બંગાલ તેની સામે થયો. તમામ ખ્રિસ્તી સત્તા અને નવીન કેળવાએલો બંગાલી યુવકવર્ગ એક બાજુ, અને સમસ્ત હિંદુ અંધશ્રદ્ધાળુ વર્ગ અને સંસ્કૃત વિદ્યાના ભારથી બોખરા થએલ માથાંવાળા પંડિતો બીજી બાજુ એ રીતે બે વચ્ચે રાજા રામમોહનરાયની સ્થિતિ ઘણી કફોડી થઈ પડી. હિંદુધર્મના દુશ્મનો યુક્તિપ્રયુક્તિઓ અને સમજાવટોથી તેને પોતાના પક્ષમાં લલચાવી રહ્યા હતા અને

હિંદુધર્મના કહેવાતા મિત્રો, જ્યાં ફુલની વૃષ્ટિ કરવી જોઈએ ત્યાં તેની સામે પત્થરોની વૃષ્ટિ કરી રહ્યા હતા. તેથી રાજાના અંતરમાં આગ ઊઠી. પોતાના જ માણસોના મજબૂત સામના વચ્ચે સતીના ભયંકર ચાલનો પ્રતિબંધ કરાવવા માટે રાજા રામમોહનને ખ્રિસ્તી પ્રચારકોની સહાય શોધવી પડી તે કેટલી કમનશીબ ઘટના હતી!

તે બ્રહ્મોસમાજની સ્થાપના કરી મરણ પામ્યા. મરણ સમયે તે દિલ્હીના નામના મોગલ શહેનશાહના વકીલ તરીકે રાજકીય દૂતકાર્ય માટે ઇંગ્લાંડમાં હતા. તેમની પ્રખર વિદ્વત્તાથી બ્રિટિશ પ્રજામાં તેને માટે પ્રશંસા અને માનની લાગણી ઉદ્ભવી હતી. ખ્રિસ્તી પ્રચારકોએ તેની સાથે મૈત્રી સાધી પોતાના પક્ષ અને હેતુ તરફ તેને વાળવાના પ્રયત્નો કર્યા. એક ચુસ્ત હિંદુ અને હિંદુધર્મનો સાચો ભક્ત હોવાથી, પોતાના સ્વજનોથી ઘણે દૂર પરમુલકમાં મરણ પામવું, અને તે વખતના ઇંગ્લાંડના પ્રતિબંધોને આધીન બનીને ખ્રિસ્તી વિધિ પ્રમાણે તેના શબનું દટાવું, એવી કમનશીબ ઘટના બનશે, એ વિચારથી રાજા રામમોહનરાયને તે વખતે કેટલું આકરું દુઃખ થયું હોવું જોઈએ! બ્રિસ્ટલમાં તેની કબર જોઈને આજે પણ એક હિંદુના મનમાં કેવા અવનવા વિચારો પ્રકટ થાય છે!

બ્રહ્મોસમાજ સ્થાપવામાં રાજા રામમોહનરાયની નેમ એ હતી કે જુના વૈદિક ધર્મનો પુનરુદ્ધાર કરવો અને

પાછળથી જે સડાઓ દાખલ થઈ ગયા હતા તેને સાફ કરી નાખવા. પોતાની સંક્ષિપ્ત આત્મકથામાં તે લખે છે કે:—

"મારી તમામ ચર્ચાઓમાં હું જે કારણ આગળ ધરતો હતો તે કારણ બ્રાહ્મણત્વની સાથે નહિ પણ તેની વિકૃતિ સામે હતું બ્રાહ્મણોની મૂર્તિપૂજા પોતાના વડવાઓની રીતિથી તેમજ જે પ્રાચીન પુસ્તકો અને પ્રમાણોને તેઓ માન આપી તેના પ્રમાણે ચાલવાનો દાવો ધરાવે છે તેના સિદ્ધાંતોથી ઉલટી છે" ઇશોપનિષદ્‌નાં તેણે કરેલાં ભાષાંતરની પ્રસ્તાવનામાં તે લખે છે કે, "મહાન વિદ્વાન વ્યાસમુનિ (વેદવ્યાસ) પોતાના વેદાન્ત ગ્રંથમાં જણાવે છે કે વેદની બધી ઋચાઓ એકમતે અગમ્ય અને અવર્ણનીય એવા એક બ્રહ્મની દિવ્યતાને સાબીત કરે છે"

રાજા રામમોહનને લંડનમાં અપાએલ ભોજન સમારંભના અહેવાલ ઉપરથી હિંદુ સંસ્કૃતિ તરફ તેનો કેટલો ઉંડો પક્ષપાત હતો તે સ્હેજે સમજી શકાય છે "કાચબા અને હરણના માંસથી પેટ ભરનારા અને શેમ્પેન (દારૂ) પીનાર શરાબીઓની વચ્ચે ભાત અને ઠંડા પાણી સિવાય બીજા કશાંનો સ્પર્શ નહિ કરનાર આ બ્રાહ્મણને જોઈ ભારે કુતુહલ પેદા થતું હતું." (જુઓ એશીઆટિક જર્નલ, ઓગસ્ટ ૧૯૩૧ પૃષ્ઠ ૨૩૬–૨૩૭) આપણે ઉપર જોઈ ગયા કે રાજા રામમોહનરાયને હિંદુધર્મમાં જે

સુધારા કરાવવાની ખાહેશ હતી તે માટે ખ્રિસ્તી પ્રચારકો ઉપર તેને આધાર રાખવો પડતો હતો. સતીના ચાલના પ્રતિબંધ સામે બ્રિટિશ પાર્લામેન્ટ સમક્ષ બંગાલના પંડિતો તરફથી એક લાંબી અરજી પેશ કરવામાં આવી હતી ત્યારે રાજા રામમોહનરાય ઈંગ્લાંડમાં હાજર હતા, અને ખ્રિસ્તી મિત્રોની દરમ્યાનગીરીથી જ તે અરજી રદ થઈ હતી. બંગાલના કુલીન બ્રાહ્મણોમાં એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો જે ચાલ હતો તેને પણ રાજા રામમોહને ધિક્કારી કાઢ્યો હતો; અને આ તેમ જ મૂર્તિ-પૂજા વિરોધી તેની હિલચાલથી બંગાલની સમસ્ત હિંદુ પ્રજા, આ હિંદુધર્મના સાચા શુભેચ્છકની સામે થઈ હતી. એટલે રાજા રામમોહનરાય ખ્રિસ્તી મિત્રો તરફ કાંઈક ઢળતા રહે એ સ્વાભાવિક હતું. તેઓ ખ્રિસ્તી ધર્મ-ની વિરૂદ્ધ જ હતા અને એ ધર્મની સામે તેમણે પોતા-નાં લખાણોથી ભારે ધર્મયુદ્ધ ઉપાડ્યું હતું. પરંતુ જ્યારે હિંદના શિક્ષણની પુનર્રચનાનો છેવટ પ્રશ્ન આવ્યો ત્યારે અંગ્રેજી શિક્ષણને ફરજીઆત કરાવવામાં તેણે મેકોલેનો પક્ષ લીધો. તેઓ દેશભક્ત હતા છતાં તેમને આ કાર્ય ફરજીઆત કરવું પડ્યું હશે. ઘણા જ સંકુચિત બાહ્ય દેખાવવાળી માત્ર સંસ્કૃત વિદ્યા હિંદુત્વની શૃંખલાઓ તોડી શકશે કે તેના સડાઓ સાફ કરી શકશે નહિ એમ તેને ખરેખર લાગ્યું હોવું જોઈએ.

મેકોલેની રમત રાજા રામમોહનરાય પારખી શક્યા નહિ એ તેમની મહાન ભૂલ હતી. મેકોલે અંતરથી

ધર્માંધ ખ્રિસ્તી હતો. સર્વ પૌર્વાત્ય સાહિત્ય પ્રત્યે તેમને દ્વેષ હતો. તે એમ કહેતો કે અંગ્રેજી સાહિત્યનાં થોડાંક પુસ્તકો સંસ્કૃત ભાષામાં આજ સુધી લખાએલાં તમામ પુસ્તકો કરતાં અનેકગણાં ચઢિયાતાં છે. જાણીતો એજ્યુકેશન એકટ ( શિક્ષણ કાયદો ) પસાર થયા પછી તરત જ તેણે પોતાના એક પિતરાઈને પોતાની સિદ્ધિઓથી પોતાનો આનંદ જાહેર કરતાં લખ્યું હતું કે આ પ્રયાસથી હું ભવિષ્ય ભાખું છું કે આવતાં ત્રીશ વર્ષમાં આખો હિંદ ખ્રિસ્તી બની જશે.

મેકોલેએ જે આશાઓ બાંધી હતી તે પાયા વગરની નહોતી. અંગ્રેજી શિક્ષણ શરૂ થયું અને દેશી શિક્ષણ ઘસાવા લાગ્યું. પ્રજાનો આખો દેખાવ જ ફરી ગયો. અંગ્રેજી શિક્ષણ ખ્રિસ્તી ધર્મને અનુકૂળ હતું. પ્રથમ તો અંગ્રેજી સાહિત્ય ખ્રિસ્તી વિચારોથી મિશ્રિત હતું. બીજું, અંગ્રેજી ભાષાના પહેલા શિક્ષકો ખ્રિસ્તી હતા. નાનાં બાળકોના મત ઉપર તેની અસર પડે જ એ સ્વાભાવિક હતું. કાલિદાસ અને ભવભૂતિ ભૂલાયા અને શેકસપીઅર અને મિલ્ટને તેનું સ્થાન લીધું. બર્કલી, હ્યુમ અને કેન્ટનાં સાહિત્યને કારણે હિંદુ તત્ત્વજ્ઞાનનાં ષડ્દર્શનો વિસરાઈ ગયાં. આ ઉપરાંત, બંગાલની ઉગતી પ્રજા સાથેનો ખ્રિસ્તી શિક્ષકોનો સંપર્ક સાફ થઈ શકે એમ નહોતો. મેકોલે પહેલાં એક દાયકા અગાઉ એટલે ઇ. સ. ૧૮૧૭માં એક અંગ્રેજ કોટવાળ ડેવિડ હેરની સહાયથી હિંદુ કોલેજની શરૂઆત કરી હતી. કેરી, માર્શમેન અને વોર્ડ નામના

ત્રણ બેપ્ટીસ્ટ પંથના પ્રચારકોએ સિરામપુરમાં બીજી કૉલેજ સ્થાપી હતી ઉપરાંત ખ્રિસ્તી પ્રચારકોએ હિંદ બરમા અંગ્રેજી સ્કુલો શરૂ કરી દીધી હતી આટલી અંગ્રેજી શાળાઓ અને કૉલેજોને પરિણામે અંગ્રેજી વિચારોનો ફેલાવો થયા વગર રહે જ નહિ એ દેખીતું હતુ. આ ઉછળતી ભરતીને રોકવાનો પ્રયત્ન પણ નિષ્ફળ જ જાય

અંગ્રેજી શિક્ષણથી એક ભારે હાનિ થઈ તે એ હતી કે સાચા સાહિત્યનો લોપ થયો અને હિંદુધર્મ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થયો કંઈ નહિ તો જુની માન્યતા હચમચી ગઈ તો ખરી જ સૌથી કરૂણ ઘટના તો એ હતી કે રાજા રામમોહનરાયના મરણ પછી બ્રહ્મોસમાજના કર્તાધર્તા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર થયા તેઓ ઇ સ. ૧૮૪૫મા વેદો સર્વાંશે પ્રમાણિક ગ્રન્થો નથી એવી ભ્રમણા તરફ વળી ગયા આટલેથી જ પત્યું નહિ ક્રમશ: બ્રહ્મોસમાજ પ્રત્યે બગાલી યુવાનોનુ જે આકર્ષણ હતું તે ચાલ્યું ગયુ અને થોડાં વરસ પછી જ્યારે બાબુ કેશવચદ્ર સેન તેના આગેવાન બન્યા ત્યારે તે તો પુરેપુરા ખ્રિસ્તી અસરના ભોગ થઈ પડ્યા મહાન વિદ્વાન્ અને નિસ્વાર્થસેવીના કેશવબાબુ એક સુદર પ્રતિભાશાળી પુરૂષ હતા તેમનાં વક્તવ્યોમા એક જાતનું અપ્રતિમ જાદુ હતું તે સમયના બ્રહ્મોસમાજીઓમાં તેમનું વ્યક્તિત્વ ઘણુ જ ઉંચુ હતું ધીમે ધીમે નિષ્પ્રાણ બનતા જતા બ્રહ્મોસમાજમાં તેણે નવો પ્રાણ પૂર્યો હતો તેઓ ઘણા

હિંમતવાન અને સંપૂર્ણ આત્મત્યાગી હતા. પોતાના ધ્યેયને માટે તે સર્વસ્વ હોમી દેવા તૈયાર હતા પરંતુ દેવોને તેની અદેખાઈ થઈ. તેમણે તેમના સ્વભાવમાં ભાવવિવશતા કંઈક એટલી બધી નાખી દીધી હતી કે એક મહાન પ્રજા પાસે એક કાર્યક્રમ રજુ કરી શકે એવું સમતોલપણું તેના સ્વભાવમાં જોવામાં ન આવ્યું. તેઓ જ્વલંત હતા પણ બીજાને હુંફ આપી શકયા નહિ. તેઓ પોતા તરફ બીજાને આકર્ષતા પણ લાંબો સમય તેમને પોતાની પાસે રાખી શકતા નહિ. તેનાં કાર્યનો એક નકશો દોરો તો તમને કયાંય સીધી લીટી જણાશે નહિ એક નાની સરખી વસ્તુ તેનો માર્ગ ફેરવી શકવાને સમર્થ નીવડતી કદાચ તેના વર્તનમાં આવી છાંટ જોઈને મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરના મનમાં તેના સંબંધમાં આશંકાઓ ઉત્પન્ન થએલી હશે. લાગણીના આવેશમાં જ તેણે માનવ ઇતિહાસના પૂર્વકાળથી ચાલી આવેલી પ્રણાલિકાઓના હિંદુ ચિહ્નરૂપી સૂત્ર (યજ્ઞોપવિત)ને તોડી નાખ્યું. ખ્રિસ્તી ધર્મ સંબંધી એક પુસ્તક ("એકે હોમો" પ્રોફેસર સીલી કૃત) વાંચીને તેના ઉપર એટલી બધી અસર થઈ ગઈ કે પરિણામનો વિચાર કર્યા વગર તેણે 'ઇશુખ્રિસ્ત, યુરોપ અને એશિયા" એ વિષય ઉપર એક ભાષણ કરી નાખ્યું. આ ભાષણની અસર એ થઈ કે ખ્રિસ્તી પાદરીઓના મનમાં એવી નવી આશાઓ પ્રકટી અને સામી બાજુએ હિંદુઓના મનમાં નિરાશાની લાગણી ઉત્પન્ન થઈ. આ ભાષણ ઉપરથી જ નોર્મન

સાહેબ નામના એક વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિએ તેમનો પરિચય વાઈસરોય લોર્ડ લોરેન્સ સાથે કરાવીને હિંદ તેમજ ઈંગ્લાંડમાં ભારે નામના મેળવી. કેશવબાબુને પોતાની ભૂલ સૂઝી ખરી પણ ઘણી જ મોડી. પાછળથી તો તેણે પ્રાયશ્ચિતરૂપે "મહાન પુરૂષો" એ વિષય ઉપર વ્યાખ્યાનો આપ્યાં ખરાં, પરંતુ તેણે અગાઉ જાણ્યે-અજાણ્યે જે અસર પોતાના ભાષણથી કરી હતી તે અસર ધોવાઈ નહિ. કેશવચંદ્ર સેનના હેતુઓ ખરાબ હતા એમ ન હતું. વાંક તેના લાગણીપ્રધાન સ્વભાવનો અને તેના બુદ્ધિચાતુર્યનો હતો અને તેટલા જ કારણથી તેના જીવનમાં જ્યારે જ્યારે પલટા આવ્યા ત્યારે ત્યારે તેને નવી નવી દલીલો એકદમ મળી આવતી રામકૃષ્ણ પરમહંસને પહેલી જ વાર જોઈને તે 'ભક્ત' બની ગયા, અને બ્રહ્મો તરીકે હિંદુસુધારનો જે કાર્યક્રમ ઉપાડ્યો હતો તે સાવ ભૂલી ગયા. મહારાજ રામકૃષ્ણ પરમહંસના સંસર્ગમાં-આવ્યા પછી મૂર્તિપૂજા સંબંધે તેનું જે વલણ હતું તે આખુ વલણ બદલાઈ ગયું. પછી તો તમે જ્યારે તેને જુઓ ત્યારે એક ગાંડા મનુષ્યની માફક કીર્તનમાં ગાતા અને નાચતા હોય તેની વ્યક્તિગત સિદ્ધિઓ આ હતી. સારી કે નરસી–તેની બારીક સમીક્ષા અમે કરવા ઈચ્છતા નથી. આ સ્થળે ફક્ત એટલું જ જણાવવાની જરૂર છે કે બ્રહ્મોસમાજના આદ્યસ્થાપક રાજા રામમોહન-રાયનાં ધ્યેય મુજબની હિંદુસુધારક અગર હિંદુ શક્તિવર્ધક સંસ્થા બ્રહ્મોસમાજ કેશવબાબુની નેતાગીરી નીચે ન રહી.

થોડે ઘણે અંશે તે એક શંભુમેળો અને ઘણી બાબતો-માં હિંદુ-વિરોધી બની ગઈ-એટલે સુધી કે બ્રહ્મો લગ્નનો કાયદો પસાર કરાવતી વખતે તેને એમ જાહેર કરવું પડયું કે બ્રહ્મોસમાજ એ હિંદુથી એક જુદો ધર્મ છે. કેશવબાબુએ પોતાના અનુયાયીઓને જે ઈશ્વર પ્રાર્થના શોધી આપી તે થોડી ઘણી ખ્રિસ્તી ધર્મના જુના તત્ત્વજ્ઞાન જેવી હતી. હિંદુ સિવાય બીજાઓને તે આકર્ષી શકી નહિ. આમ હિંદુઓને પણ તે તરફ ભાવ ઉત્પન્ન થયો નહિ તે જ કમનશીબી હતી

## પ્રકરણ ૪ થું

### મહર્ષિ દયાનન્દનું આગમન

મહર્ષિ દયાનન્દ લગભગ કેશવચંદ્ર સેનના સામયિક હતા. તેમની અને રાજા રામમોહનરાયની વચ્ચે બરાબર એક પેઢીનું અંતર હતું. તેમના કાર્યપ્રદેશની વચ્ચે પણ ભૌગોલિક રીતે પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર હતું. મહર્ષિ દયાનંદની જન્મભૂમિ ગુજરાત (કાઠિયાવાડ) અને રાજા રામમોહનરાયની ભૂમિ બંગાળ વચ્ચે પણ ઘણું અંતર છે. અને આ અંતર પણ જ્યારે ઓગણીસમી સદીના દૃષ્ટિબિંદુથી જોઈએ ત્યારે તો ઘણું જ વધારે લાગે એરોપ્લેન અને વાયરલેસને બાજુએ રાખીએ તો પણ, રેલ્વે અને તારના જે લાભો આજકાલ મહાત્મા ગાંધીજીને મળે છે તે આ લોકોને મળ્યા નહોતા.

પરંતુ હિંદુત્વની વિશાળ ભાવનાને ધન્યવાદ ઘટે છે કે દયાનન્દ અને રામમોહનરાય વચ્ચે ભારે નિકટતા છે. મૂર્તિપૂજા પ્રત્યેના વિરોધ સામે તેઓ બંનેએ પોતાનું જીવન શરૂ કર્યું હતું. હિંદુધર્મની મહત્તામાં દૃઢ અને ઉંડા વિશ્વાસથી તેઓ બનેએ વૈદિક સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો હતો. ખ્રિસ્તી આક્રમણોમાંથી હિંદુત્વની રક્ષા

કાજે બંનેએ ધર્મયુદ્ધ આદર્યાં હતાં. આ બન્ને મહાન પુરૂષોના કાર્યક્રમની રૂપરેખા એક જ હતી, વિગતનો ભેદ મહત્વનો નહોતો. રાજા રામમોહનરાયની પછી તરત જ મહર્ષિ દયાનન્દ તેમના અનુગામી તરીકે આવ્યા હોત તો બ્રહ્મોસમાજ હિંદુત્વનું મહાન પીઠબળ બની શકત. પરંતુ મહર્ષિ દયાનન્દ એક નવા યુગબળનું ઉદ્ભવ સ્થાન થવાને સરજાયા હતા. તેણે આપમેળે પોતાનો રસ્તો કાઢયો. ઘણી બાબતોમાં મહર્ષિ દયાનન્દ પોતાના કાર્યને માટે જોઈએ તે કરતાં વધારે શક્તિશાળી હતા. સંસ્કૃત ભાષાના અભ્યાસી હોવા છતાં રામમોહનરાય સામાન્ય ચીલામાંથી બહાર નીકળી શકયા નહિ. મહર્ષિ દયાનન્દમાં પોતાનું જ સ્વતંત્ર વિચારબળ હતું. પોતાના જ સમયના પંડિતો પાસેથી વેદનો અભ્યાસ કરવાનો રામમોહનરાયે પ્રયત્ન કર્યો હતો મહર્ષિ દયાનન્દ ઘણી શતાબ્દિઓ પાછા ગયા અને ચાલી આવતી પ્રથાને સાવ તજી દીધી, રામમોહનરાયે શાસ્ત્રોની જેવી મળી તેવી ટીકાઓ ઉપર આધાર રાખ્યો. મહર્ષિ દયાનન્દે બધાં બંધનોથી મુક્ત થઇ અને હિંદુઓની પવિત્ર સાહિત્યની મૂળથી જ શોધ કરી. ખ્રિસ્તી ધર્મનાં ખંડન અને હિંદુ ધર્મના મંડનનાં યુદ્ધ ચલાવવામાં રામમોહનરાયને કેવી મુશ્કેલીઓ નડી હતી તે આપણે જોઈએ છીએ. તે મુશ્કેલીઓ મહર્ષિ દયાનન્દને નડી નહોતી. તે ઉપરાંત તેઓની સિદ્ધિઓમાં પણ અંતર હતું. મહર્ષિ દયાનંદને અંગ્રેજી કે અરબી ભાષાનું જ્ઞાન નહોતું. તેમણે સંસ્કૃત-

ના અભ્યાસમાં જ પોતાનું જીવન લગાડ્યું હતું. તેમના વિચારોમાં કોઈ વિદેશી રંગ નહોતો. રાજા રામમોહનરાયને તો પોતાના ખ્રિસ્તી મિત્રો મારફત મૂર્તિપૂજા પ્રત્યે તિરસ્કાર પેદા થયો હશે. મહર્ષિ દયાનન્દને તો શરૂઆતથી અંતરની પ્રેરણાથી અને આગળ ચાલતાં સંસ્કૃત વિદ્યાના અભ્યાસથી મૂર્તિપૂજા પ્રત્યે વિરોધ ઉત્પન્ન થયો હતો. મહર્ષિ દયાનન્દે રાજકીય બાબતોમાં કદી હસ્તક્ષેપ કર્યો નહોતો. એક ગૃહસ્થ તરીકે અને મોગલ શહેનશાહના એલચીની સ્થિતિમાં રામમોહનરાયને બધી કક્ષાના અંગ્રેજોની સાથે ભળવાની જરૂર પડી હશે, અને તેથી તેના માનસમાં ફેરફાર થાય એ સ્વાભાવિક હતું. વળી મહર્ષિ દયાનન્દને એક વિશેષ લાભ હતો. બ્રહ્મોસમાજની સ્થાપના પછી ચાર પાંચ દાયકાના સમયમાં અંગ્રેજી શિક્ષણનો બહોળો પ્રચાર થયો હતો એટલે આપણા લાભાલાભનું સરવૈયું આપણે કાઢી શકીએ એમ હતું. રાજા રામમોહનરાયની એવી ધારણા હતી કે અંગ્રેજી કેળવણીથી હિંદુઓ વધારે વિચારવાન અને ઉદાર મતવાદી બનશે. મહર્ષિ દયાનંદે તો જોયું કે આ ઉદાર મતવાદીપણું એ જ ખ્રિસ્તી મતાવલંબી બનાવવાનું બીજું નામ હતું. આથી એમ કહેવાનો આશય નથી કે અંગ્રેજી કેળવણીની બીજી સારી બાજુ નથી. અગ્રેજી કેળવણીને પરિણામે પૂર્વ અને પશ્ચિમ એકબીજાની વધારે નિકટમાં આવ્યા. પશ્ચિમમાં વિજ્ઞાન કુદકે ને ભુસકે આગળ વધ્યું હતું. કુદરતમાં રહેલા ભેદોને ખુલ્લા પાડવામાં પશ્ચિમના

લોકોએ જે પ્રયત્નો કર્યા હતા તે તેમનો મહાન પુરુષાર્થ હતો. પશ્ચિમની જુની વ્યવસ્થાઓમાં સંપૂર્ણ ક્રાંતિ થઈ ચૂકી હતી. જુની પ્રણાલિકાઓ કાં તો પુરેપુરી અદૃશ્ય થઈ હતી અને કાં તો તેણે તદ્દન નવું સ્વરૂપ ધારણ કર્યું હતું. અંગ્રેજી કેળવણીના આ બધા લાભ હિંદને મળી ચૂકયા હતા. સૈકાઓ થયાં હિંદુસ્તાનના લોકો કૂપ–મંડૂકો તરીકે રહ્યા હતા તેઓની દૃષ્ટિ અતિશય સાંકડી હતી. અન્વેષણ માટેની જે ધગશ,–અને જે માનસિક ઉદારતાને લીધે પ્રાચીન હિંદના ઋષિઓ સુંદર સાહિત્યની રચના કરી શકયા હતા, તે ધગશ અને ઉદારતાનો લોપ થયો હતો તેને બદલે હલકામા હલકા પ્રકારનું રૂઢિચુસ્તપણું આવી ગયું હતું. જુનાની જગ્યાએ નવું આવવા દેવું નહોતું, અને એક વખતની સુંદર વ્યવસ્થા સડ્યા કરતી હતી રેલ્વે, તાર અને વ્યવહારિક જીવનની સગવડોથી હિંદીઓને વિજ્ઞાનના ઉપયોગની પ્રતીતિ થઈ ચૂકી હતી અને નવા વિચારપ્રવાહોનો જે ધોધ અનેક માર્ગે મારમાર કરતો આગળ આવી વધી રહ્યો હતો તે ધોધને ગમે તેવા આકરા રૂઢિચુસ્તપણાથી અટકાવી શકાય તેમ નહોતો. ખ્રિસ્તી પ્રચારકોએ આ સ્થિતિનો પુરેપુરો લાભ ઉઠાવ્યો. હિંદુઓની વહેમી માન્યતાઓને જમીનદોસ્ત કરવામાં તેમણે વિજ્ઞાનનાં શસ્ત્રો કામે લગાડ્યાં હિંદી યુવકોએ તો માની લીધું કે વિજ્ઞાન અને ખ્રિસ્તીધર્મ એક જ વસ્તુ છે. હિંદુ પુરાણોમાં છે તેવી જ વિજ્ઞાન–વિરોધી વહેમી માન્યતાઓ

અને બ્રેહબ્રાહ્મણોથી બાઈબલ પણ ભરપૂર છે એ હકીકતથી તેઓ અજાણ હતા. ગમે તેવો ગોરો ખ્રિસ્તી પ્રચારક રાજ્યકર્તા કોમના માણસ તરીકેની પોતાની સ્થિતિનો લાભ ઉઠાવીને ભરબજારે અને છડેચોક કૃષ્ણ ભગવાનની લીલા વિષે ફાવે તેવા શબ્દોમાં નિંદા કરતો હતો. પોતાના ખ્રિસ્તી વાઘામાં પણ એટલાં જ કે એથી વધારે છિદ્રો છે એ સત્યને તે ચાલાકીથી છુપાવતો હતો. ચળકે એટલું સોનું નહિ, એ જાણીતી કહેવત હિંદીઓ ભૂલી ગયા અને બંગાળ તેમજ મદ્રાસમાં ખ્રિસ્તીઓએ સહેલાઈથી ખૂબ લાભ લીધો. હિંદુઓ સંખ્યામાં તેમજ નૈતિક બળમાં ઘટવા લાગ્યા. બંગાળના હિંદુઓએ તો શિખા અને સૂત્ર બંને તજી દીધાં. ભારે વિદ્વાન અને ઊંચી સામાજિક સ્થિતિવાળા ડૉ. રાજેન્દ્રલાલ નામના એક હિંદુએ જ કોઈ પણ હલકામાં હલકા દુશ્મને પણ ન લગાવ્યો હોય એવો ભારે ફટકો હિંદુધર્મને લગાવ્યો. હિંદુધર્મના અગમ્ય સિદ્ધાંતો જે હિંદુઓને મન પ્યારા હતા તેને એક પછી એક લીધા અને હિંદુ શાસ્ત્રોમાં પાછળ ઘુસાડી દેવામાં અથવા બગાડી દેવામાં આવેલ હોય તેવા શ્લોકો ટાંકીને તે સિદ્ધાંતોને અપ્રમાણિક ઠરાવ્યા. દાખલા તરીકે, ગૌમાંસભક્ષણ, મદ્યપાન, દફનક્રિયા—એ સૌ હિંદુધર્મમાં ભયંકર પાપ ગણાય છે અને હિંદુઓ તેનું નામ સાંભળીને ધ્રૂજી ઉઠે છે. ખ્રિસ્તીધર્મમાં એ ત્રણે વસ્તુઓ છે. હિંદુ શાસ્ત્રોનો આધાર લઈને રાજેન્દ્રલાલ મિત્રે એમ બતાવ્યું કે અસલના આર્યો

ગોમાંસ ખાતા, દારૂ પીતા અને શબને દાટતા. આને પરિણામે ખ્રિસ્તીઓના હાથ મજબૂત બન્યા અને હિંદુધર્મમાં નબળાઈ આવી. એક બાજુથી દુનિયાની લાલચો અને બીજી બાજુથી ધાર્મિક આજ્ઞાઓ અને નૈતિક પ્રતિબંધોનો લોપ—એ રીતે ધર્મમાં નિષેધ થયેલાં ખાનપાન ખૂબ વધી પડ્યાં.

જ્યારે મહર્ષિ દયાનન્દે આંખ ઉઘાડી અને હિંદુ સુધારણાનું કામ પોતાના હાથમાં લીધું ત્યારે ત્રણ રિપુઓ તેની આસપાસ ખડા હતા. નાસ્તિક અને જડવાદી પ્રગતિ તરફ દોરી જતી ચમકદાર અંગ્રેજી કેળવણી, હિંદુધર્મ ઉપર સતતપણે આક્રમણ કરતા ખ્રિસ્તી અને મુસ્લીમ ધર્મો, અને છેલ્લો પણ ઓછો નહિ એવો રિપુ હિંદુધર્મની જ આંતરિક નિર્બળતાઓ, જેવી કે—બાળલગ્ન, બહુ સ્ત્રી–વિવાહ, ફરજીઆત વૈધવ્ય, જ્ઞાતિ અભિમાન, અને એવા બીજા અનેક વહેમો. બાળહત્યાને તો કાયદાથી જ અટકાવી દેવામાં આવી હતી. છતાં પણ વહેમી માતાઓ પોતાનાં બાળકોને નદીમાં ફેંકી દઈને ગંગામાતાને અર્પણ કરી દેતી હતી ગુલામીની પ્રથા તો નહોતી જ છતાં પણ હિંદુ મંદિરોમાં દેવદાસીની પ્રથા આગળ વધ્યે જતી હતી. અસ્પૃશ્યતા અને તેની ઘણી ભયંકર આનુષંગિક કુપ્રથાઓને પરિણામે હજારો હિંદુઓ વિધર્મી થયા હતા અને તેની સંખ્યા ઓછી થઈ હતી. જેઓને આંખ હોય તે આ બધું જોઈ શકે. જેઓ મોખરે હતા તે પુરેપુરી રીતે સમજવા લાગ્યા કે હિંદુ-

ધર્મમાં કંઈક મૂળભૂત ખામી છે. ક્રાંતિ માટે સમય પાકી ગયો હતો. બીજું ઝડપી પ્રજાને પ્રગતિને પંથે પ્રયાણ કરાવે એવા મહાન પુરૂષની જ હવે જરૂર હતી. આ પુરૂષ દયાનંદ હતા.

ઓગણીશમી શતાબ્દિની અધવચમાં હિંદમાં મહાન રાજદ્વારી ફેરફારો થઈ ચૂકયા હતા. જુનાં રાજ્યો અને પેટા રાજ્યો ભાંગીને ભુકો થયાં હતાં. બ્રિટિશ રાજ સાર્વભૌમ સત્તા હતું. પરદેશી જોડા પહેરીને ઘણાના પગમાં જે ડંખ પડ્યા હતા તે ડંખનું તેમને ભારે દુઃખ થતું હતું. સને ૧૮૫૭માં હિંદુ મુસલમાનોએ બ્રિટિશ રાજને ઉથલાવી દઈ હિંદને સ્વતંત્ર કરવાનું કાવત્રું રચ્યું હતું. તે વખતે મહર્ષિ દયાનન્દની ભર જુવાની હતી. તેઓ ન તો નિર્બળ હતા અને ન તો દેશભક્તિથી રહિત હતા. પરંતુ આ યુદ્ધમાં જે કોઈ પક્ષે સાથ આપ્યો તેની સાથે દયાનંદજીને જરા જેટલો ય સંબંધ નહોતો એ ઘણું જ સૂચક છે. બંગાળના બળવારૂપી એ મહાન ઉમરા તરફ તેઓ શા માટે મીટ ન માંડી? શું તેમને સ્વદેશની મુક્તિ વહાલી નહોતી? અગર શું તેમનામાં યુવાનીનો ઉત્સાહ નહોતો? બધું હતું. તખતા ઉપરના આ પસાર થતાં આખા દ્રશ્યથી તેઓ અળગા રહ્યા. તેનું કારણ એ હતું કે તેમની ખાતરી થઈ હોવી જોઈએ કે જ્યાં સુધી હિંદુધર્મમાં આંતરિક નિર્બળતાઓ છે ત્યાં સુધી બાહ્ય ઉપચારથી કાંઈ વળવાનું નથી. હિંદુત્વમાં ફરીથી જાગૃતિ લાવવા માટે મરાઠા અને શિખોએ કરેલા રાજકીય પ્રયત્નો

બધા નિષ્ફળ ગયા હતા, એ તેમણે બરાબર જોઈ લીધું હતું અને તેનું કારણ શરીરશક્તિની ખામી હતી એ નહોતું પણ તેનું કારણ આંતરિક નિર્બળતાઓ હતી, જે નિર્બળતાઓનું નિદાન શિખ અને 'મરાઠા માન્ધાતાઓ કરી શક્યા નહિ, અને તેનો ઉપાય કરી મિટાવી શક્યા નહિ. જ્યારે આખા હિંદદેહને એક જાતનો જ્વર લાગુ પડ્યો હતો ત્યારે મહર્ષિ દયાનંદ અખૂટ ધૈર્યથી હિંદુ શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં અને નવા રોગો દૂર કરવા માટે જુનાં ઔષધો શોધી કાઢવાના કાર્યમાં મશગૂલ હતા. માત્ર થીગડાં મારવાથી તેઓને સંતોષ થાય એમ નહોતું. આ રોગ વખતોવખત ઉથલા મારતો હતો તેથી સ્પષ્ટ સૂચન મળતું હતું કે આ રોગનું મૂળ ઉંડું છે અને આ મૂળને દૂર કર્યા વગર ખરી સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે તેમ નહોતું.

## પ્રકરણ ૫ મું

### દયાનંદની તૈયારીઓ

હિંદુ સુધારણા એ મહર્ષિ દયાનન્દે જાતે ઉપાડી લીધેલ કાર્ય હતું. માત્ર નાના બાળક હતા, ત્યારે મૂર્તિ ઉપર ઉંદરને ચડતાં જોઈને તેણે નિશ્ચય કરી લીધો કે આ પત્થરની મૂર્તિ એ ખરા શિવ નથી. આ જોઈને તેમની વિચારશ્રેણી આગળ ચાલી અને મૂર્તિપૂજા ઉપરથી તેમનું મન ઊઠી ગયું. આવા એક નજીવા બનાવ ઉપરથી આવી બાબતોનું અનુમાન કરવાનું દયાનંદનું કૃત્ય કેટલાકે હસી પણ કાઢ્યું છે. તેઓ મહાન પુરૂષના માનસને જાણી શકતા નથી. મહાન પુરૂષો જુએ છે અને સામાન્ય માણસો નથી જોતા એવી ઘણી વસ્તુઓ હોય છે. ઝાડ ઉપરથી ફળ નીચે પડયું એ નજીવા અને સામાન્ય બનાવ ઉપરથી પૃથ્વીના ગુરૂત્વાકર્ષણની શક્તિની વિખ્યાત શોધ ન્યુટને કરી હતી એ સ્પષ્ટ ઉદાહરણ છે. અને દયાનંદે પણ એમ જ કર્યું, એમાં કશું વિચિત્ર નથી.

તેઓ ઘણા જ આત્મશ્રદ્ધાવાળા પુરૂષ હતા. તેમણે ખરા શિવની શોધ કરવાનો પ્રયત્ન કર્યો અને પોતાનું ઘર તજી દીધું. સત્યની શોધમાં તેઓ બધે ઘુમ્યા. જ્યાં

જ્યાં તેમને પોતાની મનઃકામના પુરી થવાનો સંભવ લાગ્યો ત્યાં ત્યાં તેમણે દરવાજા ઠોકયા. હિંદુધર્મના જાણીતા મઠધારીઓને કશું જ્ઞાન નથી અને માત્ર પોતાને તેમ જ દુનિયાને ધૂતી રહ્યા છે એ જાણીને તેમને આશ્ચર્ય થયું તેમને નિરાશા જણાઈ. તેમને અસહ્ય વેદના થઈ. પરંતુ તેમણે પ્રયાસ ચાલુ રાખ્યો અને છેવટ મથુરાં ગયા. ત્યાં વિરજાનંદ નામના એક અંધ સંન્યાસી એક નાની પાઠશાળા ચલાવતા હતા. યુવાન દયાનંદે વિરજાનંદની ભારે પ્રશંસા સાંભળી હતી. તેઓ જઈ ને તેમના શિષ્ય બન્યા. વૈદિક સાહિત્યનાં બંધ થયેલાં,-સચોટ બંધ થયેલાં દ્વાર ખોલી શકે એવો સંસારભરમાં આ એક જ પુરૂષ છે એમ જ્યારે દયાનંદે જોયું ત્યારે તેના હર્ષનો પાર ન રહ્યો. તે વખતના સંસ્કૃત પંડિતોની સામે અંધ સ્વામી વિરજાનંદની એક ભારે ફરીઆદ હતી તેમની સ્પષ્ટ માન્યતા હતી કે પ્રાચીન વૈદિક સાહિત્ય સાવ વિસારે પડયું હતું અને તેની જગ્યાએ પુરાણો અર્થાત્ નકલી દંતકથાઓનાં પુસ્તકો આવ્યાં હતાં. વૈદિક ધર્મના પુનરુત્થાન માટે જાતે કાંઈક કરવાની તેમને તાલાવેલી હતી, પરંતુ તેઓ પોતે અપંગ હોવાથી તેમને ભારે અવરોધ નડતો હતો. સ્વામી દયાનંદની જેવી તીવ્ર બુદ્ધિવાળા અને આત્મબળવાળા શિષ્ય મેળવતા તેમને જોઈતું હતું તે જ મળી ગયું. આ પ્રસંગને તેમણે વધાવી લીધો અને પોતાની સંપૂર્ણ શક્તિથી સહાય કરી. આ અમૂલ્ય રસસ્રોતમાંથી સ્વામી દયાનંદે ખૂબ અમૃત-

પાન કર્યું અને નવા પ્રકાશનો ધોધ જાણે પોતાના આત્માને અજવાળી રહ્યો હોય એવો તેમને આત્મસંતોષ થયો. તેમનું હૃદય આશા અને આનંદથી ભરપૂર બન્યું. ભારે આશ્ચર્ય વચ્ચે તેમણે જોયું કે પ્રાચીન વૈદિક સાહિત્ય અર્વાચીન હિંદુધર્મના ભંગાર નીચે ઉંડું ઉંડું દટાએલું પડયું હતું, અને જો આ જ્ઞાનને જ ભંગાર નીચેથી શોધી કાઢવામાં આવે તો તે હિંદને જ નહિ પણ વિનાશને માર્ગે જઈ રહેલી સારી દુનિયાને બચાવી શકે એમ છે. કેટલાક લોકો તેમની આ માન્યતાને વધારે પડતી ગણે છે. આપણો ભૂતકાળ, તે ગમે તેવો ભવ્ય હોય તોપણ, તે આ જમાનામાં પાછો આવે તો કામ લાગે તેવો છે, એમ આવા લોકો માનવાને તૈયાર નથી. તેઓ પાછા જવા તૈયાર નથી. પરંતુ "વેદ તરફ પાછા જાઓ" એ દયાનંદનો સાદ હતો. એમને તો સંપૂર્ણ આત્મશ્રદ્ધા હતી કે સંસારની ગતિ કાળચક્રને ધોરણે થાય છે. અને પ્રજાની મુક્તિ તે ક્રમમાંથી હઠી જવામાં સમાએલી નથી પણ વૈદિક ધર્મની પ્રાચીન પવિત્રતા પાછી ગ્રહણ કરવામાં સમાએલી છે. ચાલુ જમાનાની ઘણી જ આગળ વધેલી સંસ્કૃતિમાં મનુષ્યની પ્રગતિમાં જે મૂળ તત્ત્વોની પુરેપુરી ખામી છે તે મૂળ તત્ત્વો તેમણે વેદમાં જોયાં. આ દૃઢ આત્મવિશ્વાસથી જ તેમણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા પાછળ જે તપશ્ચર્યાઓ અને કષ્ટો સહન કર્યાં તેમાં તેમને બળ મળ્યા કરતું હતું. તેમણે ઘણું દુઃખ વેઠયું અને એટલું દુઃખ વેઠયું

કે ચાલુ જમાનાનો કોઈ માણસ તો તેને સમય અને શક્તિનો દુર્વ્યય જ માને. લાંબા સમયથી દટાએલી ચીજોને ખોદી કાઢવામાં શો સાર હતો? સંસ્કૃત તો એક મૃતભાષા છે અને તેના સમયની સંસ્કૃતિ પણ ક્યારની મરી પરવારી હતી ભૂસ્તરશાસ્ત્રીઓને જિજ્ઞાસાની દૃષ્ટિએ કાંઈ કામ મળે ખરૂં, પણ ક્યારની સુધરેલી દુનિયા ઉપર તેને ઠોકી બેસાડવાની જરૂર નથી મહર્ષિ દયાનંદના વિચારો આથી જુદા જ હતા. સંસ્કૃત અભ્યાસ પાછળ જેટલો આત્મભોગ આપીએ એટલો ઓછો ઓછો જ હતો

એક વાત વધારે શાસ્ત્રોના અભ્યાસથી તેમને સંતોષ થયો નહિ. એક સુધારક તરીકે તેની અપેક્ષા વધારે હતી. માત્ર શાસ્ત્રના જ્ઞાનથી ચાલે તેમ નહોતું. માની લ્યો કે વેદના અભ્યાસથી તેમને જોઈતું હતું તે મળ્યું પણ ખરૂં, પણ બીજાઓને તેનો ઉપદેશ કેમ પહોંચાડવો? લોકમતની પ્રચંડ ભરતી સામે કેમ થવું? તે માટે તપની જરૂર હતી, કારણકે તપ આત્મબળને મજબૂત બનાવે છે અને મજબૂત આત્મબળ દરેક વસ્તુને સાધ્ય બનાવી શકે છે. "મશાલચી" ( Torch Bearer ) નામના પુસ્તકમાં ટી. એલ. વસવાણી લખે છે કે.—

"દયાનંદની તર્કશક્તિ વિશાળ હતી પરંતુ તેમનાં આત્મબળ અને તપસ્યાના પ્રમાણમાં તે ઓછી હતી. આ બાબતમાં એરિસ્ટોટલ અથવા ટોલ્સટોય જેને માટે

દુનિયા ખરેખર મગરૂર છે તેવા પુરૂષો કરતાં પણ હું તેમને મહાન ગણું છું. એરિસ્ટોટલ મહાન વિચારક હતો પરંતુ તેના હૃદયને તેણે શિસ્તવાળું બનાવ્યું ન હતું; હિંદના મહાન ઋષિઓની પેઠે, દયાનંદની માફક તે તપસ્વી નહોતો. ટોલ્સટોયની બુદ્ધિ-પ્રખરતા જોઈને હું તેની પ્રશંસામાં ગરકાવ બનું છું. પરંતુ ટોલ્સટોય-સુધારક અને ટોલ્સટોય-પુરૂષ વચ્ચે કેટલો બધો ભેદ દેખાય છે! રશિયાના આ મહાન પેગંબરે જે વસ્તુનો સુંદર અને સચોટ ઉપદેશ આપ્યો તે વસ્તુને તેણે આચારમાં મકી હોત તો કેવું સારૂં થાત! કળાકાર તરીકે દયાનંદ કરતાં ટોલ્સટોય મહાન હતો પણ આત્મબળ અને તપસ્યામાં તે દયાનંદથી ઉતરતો હતો. દયાનંદને પોતાના દેહ ઉપર અદ્‌ભુત કાબુ હતો." પછી તે સ્વામી મંગલાનંદના પિતાએ તેમની સ્મૃતિઓનું જે વર્ણન આપેલ છે તેના હેવાલો આપતાં લખે છે કેઃ—

"મેં તથા બીજા ત્રણ જણાએ રાત્રિને સમયે દયાનંદને મળવાનો નિશ્ચય કર્યો. બરોબર મધરાતે અમે નદી કાંઠે પહોંચ્યા. જોયું તો ગંગા-કિનારે દયાનંદ જાગતા પડ્યા હતા. તેમણે માત્ર એક કૌપિન ધારણ કર્યું હતું. કડકડતી ઠંડીમાં પણ તેમણે ધાબળો ઓઢયો નહોતો. રેતીની શય્યા ઉપર તેઓ પડ્યા હતા! અમે પહોંચ્યા એટલે તેઓ બેઠા થયા, અમે તેમને કહ્યું: "સ્વામિજી, બહુ ઠંડી પડે છે. તમને કેમ ઠંડી નથી લાગતી?" તેમણે જવાબ દીધો, "તમને તમારા મ્હોં

ઉપર કેમ ઠંડી નથી લાગતી ! હમેશાં મ્હોં ખુલ્લું રહેવાથી ઠંડી સહન કરવાનો અને તે નહિ લાગવાનો મ્હોંનો સ્વભાવ પડી જાય, છે, એવી જ રીતે, ઠંડી સહન કરવાનો અને તે નહિ લાગવાનો મારા દેહનો સ્વભાવ પડી ગયો છે. ”

પછી ટી. એલ. વસવાણી વિવેચન કરતાં લખે છે કે–“ દયાનંદે સખત કષ્ટ સહન કરવાની તાલીમ લીધી હતી. સાદાઈમાં તેમનું સૌંદર્ય હતું, તપસ્યામાં તેમનું બળ હતું, પોતાની જાતિની સેવા માટે તેમણે ફકીરી લીધી હતી. એટલે જ તેમનાં કાર્યને દૈવી સહાય મળી છે અને તેમનું નામ અમર બન્યું છે. બ્રહ્મચર્યથી ઓપતાં અને ત્યાગથી ઉજ્જવળ બનેલાં તેમના જીવનનો એક એક પ્રસંગ વાંચતાં મને ચિનના સાધુ લાઉટ્સેના શબ્દો યાદ આવે છે કેઃ—

“ સ્વર્ગ અમર છે અને પૃથ્વી હજી ચિરંજીવ છે. સ્વર્ગ શા માટે અમર અને પૃથ્વી ચિરંજીવ બની શક્યાં છે ? કારણકે તેઓ સ્વાર્થ માટે જીવતાં નથી. એટલે જ તેઓ ટકી રહ્યાં છે.

તેથી જ સાધુ પુરૂષ જેમ જેમ પોતાની જાતને પાછળ રાખે છે તેમ તેમ આગળ આવે છે. જેમ જેમ તે પોતાનું સ્વાર્પણ કરે છે તેમ તેમ તે સુરક્ષિત બને છે. તે પોતાના સ્વાર્થની શોધ નથી કરતો એ તેનું કારણ નથી ? તે કારણથી જ તે પોતાની જ સિદ્ધિ મેળવે છે. ”

તપશ્ચર્યા એ ખરેખર મહર્ષિ દયાનંદની મહાન તૈયારી હતી. પોતાની વૃત્તિઓ ઉપર તેમણે અદ્ભુત વિજય મેળવ્યો હતો. આજીવન બ્રહ્મચર્ય—જે અતિશય મુશ્કેલ વસ્તુ છે—તેમણે પાળ્યું હતું એટલું જ નહિ પણ પૈસાની લાલચોના પણ તેઓ કદી ભોગ બન્યા નહોતા. તેઓ મૂર્તિપૂજા સામેનો પોતાનો વિરોધ તજી દે એ શરતે ઘણી વાર તેમને સમૃદ્ધિવાળા મઠોના મહંત થવાનું કહેવામાં આવ્યું હતું પણ તેવી લાલચોનો વિચાર સરખો કરવા માટે તેઓ અટકયા નહોતા. ઘણી વાર તેઓ કહેતા કે, "અમને ફકીરોને સોનાની સાંકળોથી કૃપા કરીને બાંધતા નહિ." આના કરતાં પણ, સત્ય માટે તેમનો પ્રેમ જબરો હતો તેના આચરણમાં તેમણે ભારે ભોગ આપ્યો હતો. કીર્તિની લોલુપતા એ મહાન પુરૂષની છેલ્લી નબળાઈ ગણાય છે તે પણ તેને અસર કરી શકી નહિ. તેઓ મહાન હતા છતાં તેઓ જાહેરમાં જરા પણ ક્ષોભ વગર અને સ્વમાનને ભોગે પણ પોતાની ખામીઓ કબુલ કરતા. નામ, કીર્તિ અને સ્વમાન બધા કરતાં તેમને સત્યની કિંમત વધારે હતી.

આ શસ્ત્રોથી સજ્જ બનીને મહર્ષિ દયાનંદે જાહેર સેવાના રણક્ષેત્રમાં ધસારો કર્યો. હિંદુધર્મને શુદ્ધ બનાવી પ્રાચીન વૈદિક સંસ્કૃતિનો પુનરુદ્ધાર કરવાનું તેમણે જે બીડું ઝડપ્યું હતું તે આટલી તૈયારીઓ સાથે જ.

## પ્રકરણ ૬ ઠું

## સ્વાભાવિક આયોજન અને નિયોજન

આજકાલ નિયોજન (ઐકય) વિષે આપણે ઘણું સાંભળીએ છીએ તેથી અહીં થોડો વિષયાંતર થાય તો તેને માટે ક્ષમા ચાહું છું. સમાજની ત્રણ અવસ્થાઓ છે અને હિંદુ સમાજ તે ત્રણે અવસ્થાઓમાંથી પસાર થયો છે. પહેલી અવસ્થા તે સ્વાભાવિક કે નૈસર્ગિક યોગ-નિરોગી મૂળ અવસ્થાઓમાં તે જોવામાં આવે છે. સૌથી સારૂં ઉદાહરણ તાજા જન્મેલા તંદુરસ્ત બાળકનું છે. તેનું શરીર જુદા જુદા અવયવોનું બનેલું હોય છે, અને કોઈ બે અવયવો એક સરખા હોતા નથી અને તો પણ અદ્‌ભુત સંપૂર્ણતાથી તે બધા એકબીજાની સાથે બરાબર સુમેળ રાખે છે. તેની આંખ જોવાની ક્રિયા કરતી નથી, કાન સાંભળવાની ક્રિયા કરતા નથી; તો પણ આંખ અને કાન એવી રીતે જોવા અને સાંભળવાની જુદી ક્રિયાઓનો એવો સંબંધ રાખે છે કે આખી મૂળ અવસ્થાનો વિકાસ સાધવામાં સહાયરૂપ બને છે. બાળકના શરીરનાં લોહીનાં એકેએક રજકણમાં એકબીજાને મળીને કામ કરવાની મજબૂત ઇચ્છાશક્તિ હોય છે. પછી આવે

છે વિભક્તપણાની અવસ્થા, જેમાં આ સહકારમાં એક જાતની નિર્બળતા આવે છે, એટલે કે એક અવયવ બીજા અવયવ ખાતર કામ કરવાની અનિચ્છા બતાવે છે. આ ક્ષીણતા કે વૃદ્ધાવસ્થાનું ચિહ્ન છે. વૃદ્ધ માણસનો હાથ બાળક કરતાં મોટો હોય છે, તેને વધારે મોટા પગ અને મોટી આંખો હોય છે, પરંતુ આ અવયવો વચ્ચે જે સહકારી વૃત્તિ રાખનાર કોઈ અગમ્ય વસ્તુ હતી તે જુદી પડી જાય છે. શરીર વિભક્તપણા તરફ જોરથી આગળ વધે છે. સંપૂર્ણ વિકાસ અને પુરેપુરી ક્ષીણતા વચ્ચેની ક્રાંતિકારક અવસ્થામાં નિયોજનો (ઐક્યો) કામે લાગે છે. તે છુટા પડતા અવયવોને એકસાથે રાખવાને માટે જરૂરી છે. જુદી જુદી વસ્તુઓને સાંધવાનો તે એક જાતનો ગુંદર છે. પુસ્તકનાં પાનાંનો એકબીજા સાથે નૈસર્ગિક સંબંધ હોતો નથી. પુસ્તક બાંધનારે બહારથી પાનાંને ગુંદર લગાડેલ હોય છે, એટલે જ્યાં સુધી બહારનું દબાણ ચાલે ત્યાં સુધી પાનાં વચ્ચેનું ઐક્ય ટકે છે. બાહ્ય સંજોગોને લીધે તેઓ એકત્ર બને છે. તંદુરસ્ત સ્વાભાવિક અવસ્થામાં તેમ નથી હોતું. તેમાં તો આંતરિક દબાણ હોય છે. દરેક જીવંત લોહીનું રજકણ પોતાની જાતનાં રજકણને મળવા માટે અને તેની સાથે રહેવા માટે જોર કરે છે. બન્ને સ્થિતિના પરિણામમાં દેખીતો તફાવત છે. બધા સમાજોમાં આપણને આ અવસ્થાઓ માલુમ પડે છે, અને અહીં જેની સાથે આપણો સંબંધ છે તે હિંદુસમાજ તેનું આબેહુબ ઉદા-

હરણ છે. જ્યારે હિંદુ સમાજ વૃદ્ધિ પામતી સ્વાભાવિક અવસ્થામાં હતો ત્યારે તેનું બચપણું હતું. તેના જુદા જુદા ભાગો એકબીજાના તેમ જ આખા દેહની વૃદ્ધિ તરફ ઢળતા હતા કાર્ય અને સ્વરૂપમાં તેઓ ભિન્ન અને સ્પષ્ટ હતા; પરંતુ આંખ અને કાનની પેઠે તેમનામાં કાંઈ દેખીતું સામ્ય નહિ હોવા છતાં અને તેમનાં કાર્ય અને સ્વરૂપો ભિન્ન અને સ્પષ્ટ હોવા છતાં, તેઓ એક જ હેતુ-રાજકીય દેહના વિકાસ-તરફ આગળ વધતાં હતાં બગલમાં વેદ લઈ ને બ્રાહ્મણ, કેડે તલવાર ધારણ કરીને ક્ષત્રિય, ખીસામાં પૈસાની થેલી લઈ ને વૈશ્ય, અને આમાનુ કશું લીધા વગરનો, છતાં બીજાની સેવા કરવાની ઇચ્છાશક્તિ લઈને શૂદ્ર–એ ચારે એવા તો એકરૂપ બનીને કાર્ય કરતા હતા કે ન તો તેમને પોતાને અગર ન તો કોઈને એમ લાગતુ કે તેઓ જુદા છે આ દિવસો સ્વાભાવિક યોગના હતા પછી આવ્યો જુદા પડવાનો યુગ જ્યારે જુદા જુદા ભાગો એક સાથે રહી કાર્ય કરવાની અનિચ્છા બતાવવા લાગ્યા આ ભાગોએ પક્ષોનું સ્વરૂપ પકડયુ એકસંપ અને સહકારને બદલે અદેખાઈ અને વિરોધ આવ્યા બ્રાહ્મણ ક્ષત્રિય-વિરોધી બન્યો, અને ક્ષત્રિય બ્રાહ્મણ-વિરોધી બન્યો. આનું ખરેખરું પ્રતીક બ્રાહ્મણરૂપે પરશુરામ હતા,–તેઓ આગ અને ક્રોધના અવતાર હતા અને કોઈ પણ ક્ષત્રિયને કાચો ને કાચો ખાઈ જવાને હમેશાં તત્પર હતા જ્યારે બ્રાહ્મણો અને ક્ષત્રિયો લડવા લાગ્યા ત્યારે વૈશ્યો અને શૂદ્રોની

હિંદુઓ પોતાના વ્યક્તિત્વને કદી ભૂલ્યા નહિ. બૌદ્ધ અને જૈન સર્વોપરિતાના જમાનામાં નૈતિક આચારોની ઘણી આશ્ચર્યકારક પ્રથાઓ ઉત્પન્ન થઈ. વિહાર કરતાં એકાદ રૂપવતી સ્ત્રી ઉપર પાપભરી નજર પડી ગઈ તે કારણસર એક ( બૌદ્ધ ) ભિક્ષુએ પોતાની આંખો ફોડી નાખી. તે જમાનાના ચમકતા તારા–કુમારિલ ભટ્ટે, શાળનાં ફોતરાના ધીમા તાપથી બાળીને પોતાની કાયાનો ભોગ આપ્યો કારણકે શાળાના અધ્યાપકોની વંચના કરવાનો તેણે અપરાધ કર્યો હતો. આત્મશુદ્ધિ કે પ્રાયશ્ચિતનાં આ કૃત્યો માનવજાતના ઇતિહાસમાં અપૂર્વ છે. નૈતિક પ્રથાઓના ગુણદોષની ચર્ચામાં અમે ઉતરવા માગતા નથી. અહીં ફક્ત તેનાં સામાજિક મૂલ્યાંકન કરીએ છીએ. જીવનના મિથ્યાવાદ ઉપર આટલો બેહદ ભાર મૂકવાને પરિણામે પ્રજા નિર્બળ અને વિચ્છિન્ન બની ગઈ. વિશિષ્ટ પ્રકારનાં તપ તો અમુક ચુનંદાં મનુષ્યો માટે જ શક્ય બને છે. આમપ્રજાની પાસે કોઈ રચનાત્મક કાર્યક્રમ નહિ હોવાના કારણે, તે ઉંડા અજ્ઞાન અને વહેમોના ખાડામાં પડી ગઈ. વિદ્વાન પંડિતો સનાતન જીવાત્માનું બારીક તત્ત્વજ્ઞાન સમજાવતા રહ્યા, જ્યારે પ્રજાનાં ઘર નૈતિક અને શારીરિક મેલનાં ધામ રહ્યાં.

આવા પ્રકારનું જીવન પ્રજાને ન તો છિન્નભિન્ન થતી અટકાવી શક્યું અને ન તો વિદેશી આક્રમણો સામે તેનું રક્ષણ કરી શક્યું. જ્યારે મુસલમાનોની ચડાઈઓ થઈ અને આખા હિંદ ઉપર તેમનો વિજય ફરી વળ્યો

ત્યારે હિંદુ ધર્મને બીજો આંચકો લાગ્યો. મુસ્લીમ સંસ્કૃતિ ખૂબ આગળ વધી. અરબી અને ફારસી ભાષાની કેળવણી વહેવારિક હેતુઓને માટે આવશ્યક બની અને તેથી સંસ્કૃતના અભ્યાસ માટે સમય રહ્યો નહિ. ઢગલાબંધ પુસ્તકો લખાયાં અને તેમાં હિંદુ ધર્મ અને હિંદુ નીતિ ઉપર ટીકાઓ પણ થવા લાગી. આમ સૈકાઓ સુધી ચાલ્યું. અધૂરામાં પૂરું ખ્રિસ્તીઓએ હિંદુ ધર્મના ભાવિ ઉપર એક વધારે ફટકો માર્યો જ્યારે મહર્ષિ દયાનંદે પોતાના કાર્યનો આરંભ કર્યો ત્યારે તેણે જોયું કે કેળવાએલા હિંદુઓ તો માત્ર રીત-રિવાજથી હિંદુઓ હતા, પણ શ્રદ્ધાથી નહિ હિંદુ ધર્મની ચોકળતા સંબંધેની તેઓની માન્યતા લગભગ સંપૂર્ણ હતી.

હિંદુઓ પોતાના વ્યક્તિત્વને કદી ભૂલ્યા નહિ. બૌદ્ધ અને જૈન સર્વોપરિતાના જમાનામાં નૈતિક આચારોની ઘણી આશ્ચર્યકારક પ્રથાઓ ઉત્પન્ન થઈ. વિહાર કરતાં એકાદ રૂપવતી સ્ત્રી ઉપર પાપભરી નજર પડી ગઈ તે કારણસર એક ( બૌદ્ધ ) ભિક્ષુએ પોતાની આંખો ફોડી નાખી. તે જમાનાના ચમકતા તારા–કુમારિલ ભટ્ટે, શાળનાં ફોતરાના ધીમા તાપથી બાળીને પોતાની કાયાનો ભોગ આપ્યો કારણકે શાળાના અધ્યાપકોની વંચના કરવાનો તેણે અપરાધ કર્યો હતો આત્મશુદ્ધિ કે પ્રાયશ્ચિતનાં આ કૃત્યો માનવજાતના ઇતિહાસમાં અપૂર્વ છે. નૈતિક પ્રથાઓના ગુણદોષની ચર્ચામાં અમે ઉતરવા માગતા નથી. અહીં ફક્ત તેનાં સામાજિક મૂલ્યાંકન કરીએ છીએ. જીવનના મિથ્યાવાદ ઉપર આટલો બેહદ ભાર મૂકવાને પરિણામે પ્રજા નિર્બળ અને વિચ્છિન્ન બની ગઈ. વિશિષ્ટ પ્રકારનાં તપ તો અમુક ચુનંદાં મનુષ્યો માટે જ શક્ય બને છે. આમપ્રજાની પાસે કોઈ રચનાત્મક કાર્યક્રમ નહિ હોવાના કારણે, તે ઉંડા અજ્ઞાન અને વહેમોના ખાડામાં પડી ગઈ. વિદ્વાન પંડિતો સનાતન જીવાત્માનું બારીક તત્ત્વજ્ઞાન સમજાવતા રહ્યા, જ્યારે પ્રજાનાં ઘર નૈતિક અને શારીરિક મેલનાં ધામ રહ્યાં.

આવા પ્રકારનું જીવન પ્રજાને ન તો છિન્નભિન્ન થતી અટકાવી શક્યું અને ન તો વિદેશી આક્રમણો સામે તેનું રક્ષણ કરી શક્યું. જ્યારે મુસલમાનોની ચડાઈઓ થઈ અને આખા હિંદ ઉપર તેમનો વિજય ફરી વળ્યો

ત્યારે હિંદુ ધર્મને બીજો આંચકો લાગ્યો. મુસ્લીમ સંસ્કૃતિ ખૂબ આગળ વધી. અરબી અને ફારસી ભાષાની કેળવણી વહેવારિક હેતુઓને માટે આવશ્યક બની અને તેથી સંસ્કૃતના અભ્યાસ માટે સમય રહ્યો નહિ. ઢગલાબંધ પુસ્તકો લખાયાં અને તેમાં હિંદુ ધર્મ અને હિંદુ નીતિ ઉપર ટીકાઓ પણ થવા લાગી. આમ સૈકાઓ સુધી ચાલ્યું. અધૂરામાં પૂરું ખ્રિસ્તીઓએ હિંદુ ધર્મના ભાવિ ઉપર એક વધારે ફટકો માર્યો. જ્યારે મહર્ષિ દયાનંદે પોતાના કાર્યનો આરંભ કર્યો ત્યારે તેણે જોયું કે કેળવાએલા હિંદુઓ તો માત્ર રીત-રિવાજથી હિંદુઓ હતા, પણ શ્રદ્ધાથી નહિ. હિંદુ ધર્મની પોકળતા સંબંધેની તેઓની માન્યતા લગભગ સંપૂર્ણ હતી.

મહર્ષિ દયાનંદે સૌથી પહેલું અગત્યનું કામ એ કર્યું કે પ્રાચીન વેદ ધર્મમાં તેણે શ્રદ્ધાની પુન. સ્થાપના કરી. તેમણે વિદેશી ધર્મો અને વિદેશી સિદ્ધાંતો સામે ભયંકર યુદ્ધ કર્યું. તેમણે નક્કર દલીલો રજુ કરી. તેમની રજૂઆત પ્રબળ અને જોરદાર હતી. વિવાદ કરવાની તેમની નિપુણતા દંગ બનાવે તેવી હતી. અર્વાચીન જમાનાના તેઓ ખરેખર પ્રથમ પુરૂષ હતા, જેણે હિંદુઓને ફરીથી પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવ્યું. અને જે હિંદુધર્મ, એક જાણીતી કહેવત પ્રમાણે, માત્ર એક કાચા ધાગા એટલે કાચા સુતર જેવો અને સ્હેજ આંચકાથી તૂટી જાય એવો કહેવાતો હતો, તે અપૂર્વ સામર્થ્યવાળા લોકસ્તંભ જેવો થઈ ગયો. હિંદની બધા

હિંદુઓ પોતાના વ્યક્તિત્વને કદી ભૂલ્યા નહિ. બૌદ્ધ અને જૈન સર્વોપરિતાના જમાનામાં નૈતિક આચારોની ઘણી આશ્ચર્યકારક પ્રથાઓ ઉત્પન્ન થઈ. વિહાર કરતાં એકાદ રૂપવતી સ્ત્રી ઉપર પાપભરી નજર પડી ગઈ તે કારણસર એક ( બૌદ્ધ ) ભિક્ષુએ પોતાની આંખો ફોડી નાખી. તે જમાનાના ચમકતા તારા–કુમારિલ ભટ્ટે, શાળનાં ફોતરાના ધીમા તાપથી બાળીને પોતાની કાયાનો ભોગ આપ્યો કારણકે શાળાના અધ્યાપકોની વંચના કરવાનો તેણે અપરાધ કર્યો હતો. આત્મશુદ્ધિ કે પ્રાયશ્ચિતનાં આ કૃત્યો માનવજાતના ઇતિહાસમાં અપૂર્વ છે. નૈતિક પ્રથાઓના ગુણદોષની ચર્ચામાં અમે ઉતરવા માગતા નથી. અહીં ફક્ત તેના સામાજિક મૂલ્યાંકન કરીએ છીએ. જીવનના મિથ્યાવાદ ઉપર આટલો બેહદ ભાર મૂકવાને પરિણામે પ્રજા નિર્બળ અને વિચ્છિન્ન બની ગઈ. વિશિષ્ટ પ્રકારનાં તપ તો અમુક ચુનંદા મનુષ્યો માટે જ શક્ય બને છે. આમપ્રજાની પાસે કોઈ રચનાત્મક કાર્યક્રમ નહિ હોવાના કારણે, તે ઉંડા અજ્ઞાન અને વહેમોના ખાડામાં પડી ગઈ. વિદ્વાન પંડિતો સનાતન જીવાત્માનું બારીક તત્ત્વજ્ઞાન સમજાવતા રહ્યા, જ્યારે પ્રજાનાં ઘર નૈતિક અને શારીરિક મેલનાં ધામ રહ્યાં.

આવા પ્રકારનું જીવન પ્રજાને ન તો છિન્નભિન્ન થતી અટકાવી શક્યું અને ન તો વિદેશી આક્રમણો સામે તેનું રક્ષણ કરી શક્યું જ્યારે મુસલમાનોની ચડાઇઓ થઈ અને આખા હિંદ ઉપર તેમનો વિજય ફરી વળ્યો

ત્યારે હિંદુ ધર્મને બીજો આંચકો લાગ્યો. મુસ્લીમ સંસ્કૃતિ ખૂબ આગળ વધી. અરબી અને ફારસી ભાષાની કેળવણી વહેવારિક હેતુઓને માટે આવશ્યક બની અને તેથી સંસ્કૃતના અભ્યાસ માટે સમય રહ્યો નહિ. ઢગલાબંધ પુસ્તકો લખાયાં અને તેમાં હિંદુ ધર્મ અને હિંદુ નીતિ ઉપર ટીકાઓ પણ થવા લાગી આમ સૈકાઓ સુધી ચાલ્યું. અધૂરામાં પૂરૂં ખ્રિસ્તીઓએ હિંદુ ધર્મના ભાવિ ઉપર એક વધારે ફટકો માર્યો જ્યારે મહર્ષિ દયાનંદે પોતાના કાર્યનો આરંભ કર્યો ત્યારે તેણે જોયું કે કેળવાએલા હિંદુઓ તો માત્ર રીત–રિવાજથી હિંદુઓ હતા, પણ શ્રદ્ધાથી નહિ હિદુ ધર્મની ચોકળતા સંબંધેની તેઓની માન્યતા લગભગ સંપૂર્ણ હતી.

મહર્ષિ દયાનંદે સૌથી પહેલું અગત્યનું કામ એ કર્યું કે પ્રાચીન વેદ ધર્મમાં તેણે શ્રદ્ધાની પુનઃ સ્થાપના કરી. તેમણે વિદેશી ધર્મો અને વિદેશી સિદ્ધાંતો સામે ભયંકર યુદ્ધ કર્યું. તેમણે નક્કર દલીલો રજુ કરી. તેમની રજૂઆત પ્રબળ અને જોરદાર હતી. વિવાદ કરવાની તેમની નિપુણતા દંગ બનાવે તેવી હતી અર્વાચીન જમાનાના તેઓ ખરેખર પ્રથમ પુરૂષ હતા, જેણે હિંદુઓને ફરીથી પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવ્યુ. અને જે હિંદુધર્મ, એક જાણીતી કહેવત પ્રમાણે, માત્ર એક કાચા ધાગા એટલે કાચા સુતર જેવો અને સ્હેજ આંચકાથી તૂટી જાય એવો કહેવાતો હતો, તે અપૂર્વ સામર્થ્યવાળા લોહસ્તંભ જેવો થઈ ગયો. હિંદની બજા

શોમાં ચૌટે ચૌટે હિંદુધર્મને હડધૂત કરવાની ટેવવાળા ખ્રિસ્તી પ્રચારકો સામે, મહર્ષિ દયાનંદના પુસ્તકોમાંથી શીખેલી દલીલોની ફેંકાફેંક કરીને એક આર્યબાળક પણ તેનું સદંતર મ્હોં બંધ કરવા લાગ્યો.

મહર્ષિ દયાનંદે કરેલા ખંડન-કાર્ય માટે તેમની ખૂબ ટીકાઓ કરવામાં આવી છે. તેમને કોઈએ અસહિષ્ણુ પણ કહ્યા છે. કેટલાક હિંદુ વિદ્વાનો અને અધિકારીઓએ પણ તેમની સામે તેમ જ તેમના અનુયાયીઓ સામે કેટલીક વાર અવાજ ઉઠાવ્યો હશે. પરંતુ આવા પુરુષો ભૂલી જાય છે કે જીવલેણ દરદો માટે આકરા ઔષધોની જરૂર રહે છે. મહર્ષિ દયાનંદ પોતાના વર્તનમાં વધારે નરમ રહ્યા હોત તો તેઓ અત્યાર સુધી જે સાધી શકયા છે તે સાધી શકત નહિ. આવા વિવાદથી જો તેઓ પર રહ્યા હોત તો કદાચ તેઓ વધુ લોકપ્રિય બન્યા હોત; અને તેમની અસર વધુ વિશાળ ક્ષેત્ર સુધી પહોંચી હોત. પરંતુ પ્રાચીન ધર્મની બુદ્ધિપૂર્વકની જાગૃતિ શકય નહોતી. આજના હિંદુ માનસમાં જરા ઊંડા ઉતરી જોશો તો જણાશે કે જે લોકો મહર્ષિ દયાનંદમાં માનતા નથી એવા લોકોમાં પણ નવી આશાઓ જાગૃત થઈ છે. અર્વાચીન સંસ્કૃતિની મર્યાદાઓ આપણે સમજતા થયા છીએ અને આપણા ભૂતકાળને વધારે સારી રીતે સન્માનતા થયા છીએ. ભલે આપણે ઘણી વિગતોમાં મહર્ષિ દયાનંદના મતને મળતા ન હોઈએ; પણ એમાં તો લેશમાત્ર શંકા નથી કે તેમણે અંકિત કરેલી રૂપરેખાઓ જરા પણ હસી કાઢી શકાય એવી નથી.

## પ્રકરણ ૮ મું

## બીજા ધર્મો

હિંદુ ધર્મ પ્રત્યેની આપણી પ્રબળ શ્રદ્ધા આપણને બીજા ધર્મો પ્રત્યે આપણું વલણ કેવું હોવું જોઈએ તે પ્રશ્ન આગળ લાવી મૂકે છે. કહેવાય છે કે હિંદુઓ હંમેશાં સહન કરતા આવ્યા છે. પૃથ્વીની સપાટી ઉપરની કોઈ પ્રજાએ પોતાના જ ધર્મરૂપી વાડામાં આટલો મતભેદ કદી ચાલવા દીધો નથી. ગૌતમબુદ્ધ જેને વેદવિરોધી અને ઈશ્વર વિરોધી તરીકે ગણવામાં આવે છે, તેને પણ ઈશ્વરના દસ અવતારોમાં ઘણું આગળ પડતું અને સન્માનભર્યું સ્થાન આપવામાં આવ્યું છે. બીજા ધર્મો પ્રત્યે તેમનું મૈત્રીભર્યું વલણ હતું તે માટે દરેક હિંદુ મગરૂર છે. તેમનો મુખ્ય સિદ્ધાંત એ છે કે "તમારો ધર્મ તમારે માટે અને મારો ધર્મ મારે માટે." એક હિંદુને તમે તેના પૂજાપાઠ કરવા દો અને તેના ખાનપાનાદિ નિયમોની માન્યતા પ્રમાણે વર્તવા દો ત્યાંસુધી તે તમને કાંઈ કહેશે નહિ. તમે તેની કે તેના પુસ્તકોની નિંદા કરો તો પણ તે ચૂપ રહેશે અને કહેશે કે "તમારો મત એવો હશે." સૈકાઓ થયાં હિંદુઓ આમ કરતા

આવ્યા છે. અને હિંદુઓના પોતાના જ સ્થાનમાં બીજા ધર્મની આવી પ્રબળ સર્વોપરિતા થવાનું અને હિંદુધર્મ-ની આવી અવદશા થવાનું જો કોઈ કારણ હોય તો તે તેઓની આ વલણને જ આભારી છે. હિંદુઓ પોતાના ધર્મમાં બીજાઓને ખેંચવાનો પ્રયત્ન કરતા નથી. કારણકે તેઓ એમ માને છે કે જેમ આપણી પોતાની માન્યતા અને આપણો પોતાનો ધર્મ જેવાં આપણા પોતા માટે ખૂબ જરૂરનાં છે, તેવી જ રીતે બીજા ધર્મવાળાઓને પોતાના માન્યતાઓ અને પોતાના ધર્મ જરૂરના છે. જો કોઈ મુસ્લીમ કે ખ્રિસ્તી કોઈ હિંદુ પંડિત પાસે આવીને કહે કે મને હિંદુ બનાવો, તોપણ તે ચોકખે ચોકખી ના પાડશે. તે કહેશે કે "શા માટે તમારા પોતાના ધર્મને વળગી રહેતા નથી અને તેનાથી મોક્ષ મેળવતા નથી ? તેથી પણ મોક્ષ મેળવી શકાય છે જ." હિંદુઓમાં ધર્માંતર કરાવવાની વૃત્તિનો આ જાતનો સદંતર અભાવ અર્થાત્ મારે કહેવું જોઈએ કે આ જાત-ની કેવળ અપેક્ષાને કારણે જ હિંદુઓનો બીજાઓએ ભારે ગેરલાભ લીધો છે. મુસ્લીમોએ અને ખ્રિસ્તીઓએ આનો ઘણો ભારે લાભ ઉઠાવ્યો, એટલું જ નહિ પણ, તેઓ કોઈ પણ જાતની ધાક વગર ફરતા રહ્યા. કેમકે આવો કોઈ વટલેલ હિંદુ પોતાના જૂના ધર્મના વાડામાં પાછો જવા માટે ગમે તેવો આતુર હોય તોપણ કદી પાછો જઈ શકે એવી તેમને જરા ય બીક ન હતી. આઠથી નવ કરોડ મુસ્લીમો જે આજકાલ પોતાના

ઝનૂનની તલવાર ચમકાવતા અને હિંદુસ્થાનના લોકો ઉપર પોતાની અયોગ્ય, અને મસ્જીદ આગળ વાજાં બંધ કરાવવાની, ગૌહત્યા કરાવવાના હક્કની અને બીજી અનેકાનેક અક્કલ વગરની અશક્ય માગણીઓ કેટલીક વાર જોરપૂર્વક આગળ ધરતા તમે જુઓ છો તેઓ બધા જ કંઈ ઇસ્લામ ધર્મમાં રાજી ખૂશીથી વટલ્યા નહોતા. ઘણા કિસ્સાઓમાં તો જે હિંદુઓ અકસ્માત્ કે સંજોગવશાત્ કાંઈ ભૂલ કરી બેઠા હોય અને મુસ્લીમોના જરા જેટલા સહવાસમાં આવ્યા હોય અને પાછળથી હિંદુઓએ તેમનો બહિષ્કાર કર્યો હોય તેવા હોય છે. આ પ્રમાણે હિંદુઓની સંખ્યા ઓછી થતી ચાલી અને હજી પણ ઓછી અને ઓછી થતી જાય છે.

અનેક વંશપરંપરાથી હિંદુ માનસ એક ગંભીર સુફિયાણી માન્યતાનો ભોગ થઈ પડ્યું છે તેની અહીં ખાસ ચર્ચા કરવી જરૂરી છે. હિંદુઓ કહે છે કે એક વર્તુળના પરિઘના બધા બિંદુઓથી મધ્યબિંદુ એકસરખું છેટું હોય છે તેવી જ રીતે ઇશ્વર પણ બધા ધર્મોનું મધ્યબિંદુ છે. દરેક જણ જાણે છે કે બીજા ધર્મવાળાઓનો આ મત નથી. એમ નથી કે હિંદુઓ ગણિતશાસ્ત્રી નથી કે તર્કશાસ્ત્ર માટે હિંદુની શક્તિ બીજા કોઈ કરતાં ઉતરતી છે; ઘણા પ્રસંગોએ તમે હિંદુઓને કોઈ બાબતોમાં ઝીણી, વાળ ચીરવા સુધીની દલીલોમાં અતિશય આગળ જતાં જોઈ શકશો. ખરી વસ્તુ એ છે કે આ બાબતમાં હિંદુઓ ઓછા વ્યવહારૂ છે. તેનું મન

વર્તુળમાં જ ભમ્યા કરે છે. પ્રશ્નોની પરંપરા ઊભી કરનાર સુફિયાણી દલીલના હિંદુઓ ભોગ બન્યા છે. તેઓ પહેલાંથી જ વગર પરીક્ષાએ કે વગર સાબિતીએ એમ માની લે છે કે બધા ધર્મો ઈશ્વરથી એકસરખા દૂર છે. અને પછી, ઈશ્વર બધાનું મધ્યબિંદુ છે અને બધા ધર્મો પરિઘના મધ્યબિંદુઓ છે એવું અતિશય ભ્રામક સામ્ય પોતાની મેળે શોધી કાઢે છે. તર્કશાસ્ત્રનો એક સામાન્ય અભ્યાસી પણ કહી શકે કે આ તો પ્રશ્નની પરંપરા ઊભી કરનાર છે. પરંતુ આ સુફિયાણી દલીલની ખૂબી તો એ છે કે હિંદુઓના સૌથી વિચક્ષણ તર્કશાસ્ત્રી પણ આ ભ્રમમાંથી બહાર નીકળી શકતા નથી.

'આર્યાવર્તનું હૃદય'–એ પુસ્તકમાં લૉર્ડ રૅાનાલ્ડશે હિંદુ માનસ ઉપર આ ભ્રામક દલીલનો કેટલો બધો કાબુ છે, તે પ્રત્યે દુઃખદ આશ્ચર્ય વ્યક્ત કરે છે. હિંદુઓના કેટલાક અગ્રગણ્ય વિચારકોને તેમણે આ સવાલ પૂછ્યો છેઃ–બીજા ધર્મોની સત્યતા વિષે તમે શું ધારો છો? બધા ય એકી અવાજે જવાબ આપે છેઃ–"અમે બધા ધર્મોને સાચા માનીએ છીએ." લૉર્ડ રૅાનાલ્ડશે શંકાસ્પદ રીતે માથું ધુણાવતા કહે છે કે હું એટલું સમજી શકું કે બધા ધર્મોમાં કંઈક સત્ય છે. થોડુંઘણું પણ સત્ય ન હોય તો તે આટલા લાંબા સમય સુધી ટકી શકત નહિ; પણ મારી સમજમાં આવતું નથી કે જ્યાં બધા ધર્મો વચ્ચે સૈદ્ધાંતિક, મૂલભૌતિક તેમજ વ્યાવહારિક મતભેદો–આંતરિક તેમ જ બાહ્ય મતભેદો રહેલા છે ત્યાં બધા ધર્મો

'સમાનપણે સાચા' કેવી રીતે હોઈ શકે ! અસ્તિત્વ ધરાવતા ધર્મોમાં સત્ય નથી એમ કહેવાનો હેતુ નથી પણ હેતુ એ છે કે દરેકમાં સત્યતાનું પ્રમાણુ સરખું છે ?

આ માત્ર સિદ્ધાંતનો સવાલ નથી. તે આપણા દૈનિક જીવનને લગતો છે તેની ઘણી જ વ્યવહારૂ અગત્ય છે. એક ખ્રિસ્તી પ્રચારક, બીજા ધર્મો કરતાં પોતાનો ધર્મ ઊંચો છે એમ માનીને પ્રચાર ખાતર પોતાના ઘરબાર છોડી મહાન ભોગ આપી પરદેશ જાય છે. તે માને છે કે જેના ધર્મો હલકા છે તેવા લોકોને કાંઈ ઘણી ઊંચી વસ્તુ પોતે આપી શકે એમ છે અને આપવી જ જોઈએ. મુસ્લીમની પણ મક્કમ માન્યતા છે કે મારો મઝહબ સૌથી ઊંચો છે અને તેથી તે માને છે કે ગેર-મુસ્લીમોમાં તેનો પ્રચાર ન કરવો એ મારે માટે લાઝીમ નથી પરંતુ આપણો હિંદુભાઈ એમ માને છે કે જેવો મારો ધર્મ સાચો છે તેવા જ બીજા ધર્મો પણ સાચા છે, એટલે એવી નકામી વેઠ કોણ કરે ? જેને ભગવાને અન્ન-વસ્ત્ર આપ્યા છે તેને માટે ભોગ આપવાની કોને જરૂર રહે ? બીજા ધર્મોના પ્રચારકો વિદેશી પ્રજાઓ વચ્ચે પહોંચી જઈ પોતાના ઊંચા માનેલા ધર્મનો સંદેશ આપવા નીકળી પડે છે તે પ્રેરણાની જ હિંદુમાં ખામી છે. હિંદુધર્મ સંકુચિત અને સંકુચિત થતો ચાલ્યો જાય અને છેવટ દુનિયામાં તેની તમામ અગત્ય અને અસર નાબૂદ થઈ જાય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી !

મહર્ષિ દયાનંદે આ ખામી જોઈ અને તે દૂર કરવાને તેઓ એકદમ કૃતનિશ્ચયી બન્યા. વૈદિક ધર્મ સૌથી પ્રાચીન છે એટલું જ નહિ પણ સાથેસાથે તે સૌથી ઊંચો અને સંપૂર્ણ છે એમ જો આ જમાનાના કોઈ હિંદીએ કહેવાનો દાવો ધરાવ્યો હોય તો પહેલા મહર્ષિ દયાનંદ છે. તેમણે લખેલ 'સત્યાર્થ પ્રકાશ' નામના ગ્રંથમા આ વિષય ઉપર વિસ્તારથી વિવેચન કર્યું છે તેમના કહેવાનો ઉદ્દેશ એ છે કે બીજા ધર્મો કાં તો વૈદિક ધર્મના અવશેષોમાંથી ફૂટી નીકળ્યા છે અને કાં તો તેના ઉપર રચાયેલા છે, અને તેથી જ તેઓ એકપક્ષીય અગર અપૂર્ણ છે તેઓ તકનો લાભ લઈ જાગૃત થયા, દુનિયા આગળ પોતાના ધર્મોના સુંદર તત્ત્વો મૂકી જે લોકો આપણા ધર્મને અને આપણા મતને માનવા તૈયાર હોય તે સર્વને આપણા ધર્મમાં લાવવા માટે હિંદુ પંડિતોને ઉદ્બોધન કરે છે. પોતાના પ્રચારવાદના પ્રમાણ તરીકે મહર્ષિ દયાનંદ યજુર્વેદમાથી એક શ્લોક ટાંકે છે કેઃ—

यथेमां वाचं कल्याणीमावदानि जनेभ्यः ।
ब्रह्मराजन्याभ्यां शूद्राय चार्य्याय च स्वाय चारणाय ॥

"જેવી રીતે આ કલ્યાણકારક જ્ઞાન તમને આપ્યું છે તેવી જ રીતે તે જ્ઞાન બીજાઓને આપવાની તમારી ફરજ છે, ચાહે તો બીજાઓ સાધુપુરૂષો હોય, યોદ્ધાઓ હોય, કારીગરો હોય, વેપારીઓ હોય કે સૌથી હલકા હોય" (યજુર્વેદ ૨૬/૨).

સામાન્ય માન્યતા એવી જ છે કે હિંદુધર્મ કદી પ્રચારક ધર્મ બન્યો નથી, પરંતુ મહર્ષિ દયાનંદ આ મતનો સખ્ત વિરોધ કરે છે. મનુસ્મૃતિમાંથી એક શ્લોક ટાંકતાં તેઓ કહે છે કે:—

एतद्देश प्रसूतस्य सकाशादग्रजन्मन. ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवा: ॥

" આ દેશ ( હિંદ )માં જન્મેલા બ્રાહ્મણ પાસેથી જ દુનિયાની સમસ્ત પ્રજાઓ પોતપોતાની સંસ્કૃતિ શીખી હતી "

કેટલું સુંદર! કેટલું સ્વદેશાભિમાનથી ભરપુર! અને કેટલું સત્ય! એક વખત એવો હતો કે જ્યારે હિંદુઓ મહાન્ અધ્યાપકો ( બ્રાહ્મણો ) હતા તેઓ વિદેશ ગયા, પૃથ્વીના વિવિધ પ્રદેશોમાં જઈ સંસ્થાનો સ્થાપ્યાં અને ત્યાં પોતાની સંસ્કૃતિનો પાયો નાખ્યો. જાવા ( યવદ્વીપ ) અને બાલી ( બલિ દ્વીપ )ની પડોશના દ્વીપોમાં જ નહીં પરંતુ મેક્ષિકો અને ઉત્તર અમેરિકાના દૂરના ભાગોમાં પણ તેઓની સંસ્કૃતિના ચિહ્નો માલમ પડે છે. કેટલાક લોકો આને માત્ર અભિમાનનાં વચનો ગણે છે એટલે અમે અહીં તે વિષે વધુ વિવેચન કરવા માગતા નથી. પરંતુ એ તો ઐતિહાસિક સત્ય છે, અને કોઈ તેની ના પાડી શકે તેમ નથી કે હિંદુઓની બૌદ્ધ ધર્મની શાખાએ ધર્મનો સૌથી વધારે પ્રચાર કર્યો છે. બૌદ્ધ ભિક્ષુઓ સિલોન ( શ્રી લંકા ), બર્મા ( બ્રહ્મદેશ

'તિબેટ (ત્રિવિષ્ટપ), ચીન, જાપાન, તુર્કસ્તાન અને એશિયા માઈનરમાં ફરી વળ્યા હતા, અને તે દેશોના લોકોને બૌદ્ધ બનાવ્યા હતા. આનંદના સમાચાર મળે છે કે બૌદ્ધ પ્રચારકોએ ફરી સંગઠિત થઈને લાંબા વખતથી છોડી દીધેલું પ્રચારકાર્ય ફરી આરંભી દીધું છે હિંદુધર્મની બીજી જે કોમો આવા પ્રકારની હીલચાલો 'પ્રત્યે અણગમો બતાવે છે તેઓ ભૂલી જાય છે કે જો પ્રચારકાર્ય ન હોત તો તેઓનો ધર્મ હસ્તીમાં આવ્યો ન હોત અને પ્રચારકાર્ય વગર તે હવે વધુ વખત જીવિત પણ રહી શકશે નહિ એક વાર અમે દક્ષિણ હિંદના એક લિંગાયતને પ્રશ્ન કર્યો: "મને તમારા ધર્મમાં દાખલ કરશો?" તે ગૃહસ્થે કહ્યું: "ના, અમે કોઈને દાખલ કરતા નથી" પછી તેને ઉલટ સવાલ પૂછયો: "તમારા આદ્ય પુરુષે કોઈને તમારા ધર્મમાં દાખલ કર્યા હતા કે નહિ?" તેણે જવાબ દીધો: "કર્યા જ હશેને, નહિ તો અમારો ધર્મ ઉદ્‌ભવે જ ક્યાંથી?" મેં કહ્યું: "ત્યારે તમે તેને રસ્તે કેમ ચાલતા નથી?" બિચારો શું જવાબ આપે? પરંતુ ટેવ ટેવ જ રહે છે. ઘણા અનિષ્ટો માટે આપણી ટેવ જવાબદાર છે. આપણે બદલવા માગતા જ નથી. અને પરિણામ એ આવ્યું છે કે આ લિંગાયતો અને જૈનોની સંખ્યા ધીમે ધીમે ઓછી થતી જાય છે. પારસીઓનું પણ એમ જ છે આ વિષય ઉપર જુદા જુદા પારસી ગૃહસ્થો વચ્ચે મારે વાતચીત થએલી. ઘણા પારસીઓ ખ્રિસ્તી થઈ ગયા તેમને માન આપે છે.

હિંદુ ધર્મની કેટલીક કોમો તો એટલી આગળ ગઈ છે કે તેઓએ સમસ્ત હિંદુધર્મની એકતાનો અવાજ ઉઠાવ્યો છે. તેઓએ વિદેશોમાં જઈને પોતાનાં મંદિરો બાંધ્યાં છે. ઇંગ્લાંડમાં તેઓએ તાજેતરમાં એક ગૌરી–મઠ નામનો મઠ બાંધ્યો છે પ્રચારકો ત્યાં જઈને ધર્મપ્રચાર માટે ક્ષેત્ર તૈયાર કરી રહ્યા છે સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થ અમેરિકા અને જાપાન ગયા હતા અને ત્યાં ઘણાને પોતાના શિષ્ય બનાવ્યા છે દુનિયાની નજરમાં આથી હિંદુધર્મનું માન વધ્યું છે એથી એમ નથી માનવાનું કે અમે બીજા ધર્મોનું અપમાન કરીએ છીએ. એનો અર્થ એટલો જ થાય છે કે અમે અમારા પોતાના જ ધર્મને તેથી વધારે માન આપીએ છીએ અને જો તમારામાં એવી પણ ખામી હશે તો ખરેખર તમે તમારી જાતને ઠગો છો અને તમને જીવવાનો પણ અધિકાર નથી.

## પ્રકરણ ૯ મું

### મૂર્તિપૂજા

મૂર્તિપૂજા એ સુધરેલા લોકોના કહેવા પ્રમાણે હિંદુત્વનું માત્ર બાહ્ય લક્ષણ છે. મુસલમાનો અને ખ્રિસ્તીઓની દૃષ્ટિએ હિંદુ એટલે મૂર્તિપૂજક હિંદુત્વના ખ્યાલની સાથે તેમને મૂર્તિપૂજાનો ખ્યાલ આવે છે તે જ રીતે સામાન્ય હિંદુઓ માને છે કે તેમને મૂર્ત્તિપૂજા વગર ચાલે નહિ. મૂર્ત્તિપૂજાનો વિરોધ કરવા ખાતર મહર્ષિ દયાનંદનો ખૂબ તિરસ્કાર થયો હતો જો તેઓ મૂર્તિપૂજકોની સાથે સમાધાન કરે તો જ તેમની બીજી બાબતો હિંદુઓ સહન કરવા તૈયાર હતા. કેટલાકોનું એમ માનવું છે કે ખ્રિસ્તી ધર્મ ઉપર વિજય મેળવવાની ખાતર મહર્ષિ દયાનંદે મૂર્તિપૂજાનો વિરોધ કર્યો હતો. પરંતુ તેઓ ભૂલી જાય છે કે મૂર્તિપૂજાનો વિરોધ એ તો મહર્ષિ દયાનંદનું પ્રથમ અને અંતિમ કાર્ય હતું. કેટલાકને સાંભળીને અજાયબી થશે કે મૂર્તિપૂજાની સામે અવાજ ઉઠાવનાર સ્વામી દયાનંદ એકલા નહોતા પણ તેમની પહેલાં ઘણા આર્ય સાધુઓએ પણ પોતાનો અવાજ ઉઠાવ્યો હતો. મહર્ષિ દયાનંદની પહેલી શોધ એ હતી કે વેદો-

માં ક્યાં ય બહુઈશ્વરવાદ કે મૂર્તિપૂજાનો ઉલ્લેખ નથી. અનેક દેવ દેવીઓ જે હિંદુ મંદિરોમાં હોય છે તેનો વસ્તુતઃ વેદોમાં ક્યાં ય ઉલ્લેખ નથી. તે પછીના સાહિત્યમાં પણ જ્યાં સુધી બુદ્ધના તેમ જ પુરાણોના જમાનામાં આવીએ છીએ ત્યાં સુધી તેમનું નામનિશાન જોવામાં આવતું નથી. અનાગરિક ધર્મપાલ નામના વીસમી સદીના મહાન્ બૌદ્ધ પ્રચારકે 'બુત' જેનો અર્થ મૂર્તિ થાય છે તે-ફારસી શબ્દ સંસ્કૃત શબ્દ 'બુદ્ધ' ઉપરથી અપભ્રંશ થઈને બનેલો છે એમ સાબિત કર્યું છે, કારણકે ઈરાનમાં કે પશ્ચિમ એશિયાના બીજા દેશોમાં બુદ્ધની મૂર્તિઓની પૂજા થતી હતી (મૂર્તિપૂજાને ફારસી ભાષામાં 'બુત પરસ્તી' કહેવામાં આવે છે.)

ઈશ્વરને ઓળખવાના સાધન તરીકે મૂર્તિપૂજાનો શો હેતુ છે તે સંબંધી અમે અહીં ચર્ચા કરતા નથી. ઘણા માણસો આ પ્રશ્નને જુદા જુદા દૃષ્ટિકોણથી જુએ છે. આ પુસ્તિકામાં આ વિષયને સદંતર અલગ રાખવામાં આવ્યો હોત. પરંતુ હિંદુ સંગઠનના પ્રશ્ન પરત્વે તેને કાંઈ અને કાંઈ સંબંધ છે અને તેથી જ તેના ઉપર ઉડતી સમીક્ષા કરવાની જરૂર રહે છે .

મૂર્તિપૂજા ખ્રિસ્તી અને મુસલમાનોમાં પણ એક યા બીજા સ્વરૂપે જોવામાં આવે છે. સાધુ અને ફિરસ્તાઓની તેમ જ ઈસુખ્રિસ્ત અને તેની મા મેરીની અનેક મૂર્તિઓથી ખ્રિસ્તી દેશો ભરપૂર છે. કબરોને પગે લાગ-

વામાં મુસલમાનો કાંઈ પાપ ગણતા નથી. મુસલમાનોમાં ચાલતી સિજ્જા અર્થાત્ નમાઝ પઢવાની ચાલતી પ્રથા એ મહમદના આવ્યા પહેલા અરબસ્તાનમાં દેવ-દેવીઓની મૂર્તિઓ આગળ નમન કરવાની જે પ્રથા ચાલી આવતી હતી તેના એક અવશેષ સિવાય બીજું કશું નથી. પેગંબરે મૂર્તિઓ કાઢી નાખી- પરંતુ પ્રથા તો ચાલતી રહી તો પણ અમારે કબૂલ કરવું જોઈએ કે મૂર્તિપૂજા પ્રજાને કેટલી નુકસાનકર્તા છે તે મહમદસાહેબ સમજ્યા હતા બધા ખ્રિસ્તી સુધારકો અને પેગંબરોએ મૂર્તિપૂજા સામે પોતાનો અવાજ ઊઠાવ્યો હતો જોન વિકલીફ, કેલ્વિન અને લ્યૂથર બધાએ પોતાના સર્વ-સામર્થ્યથી મૂર્તિપૂજાનો વિરોધ કર્યો હતો

કારણને દૂર શોધવા જવું પડે એમ નથી. જો તમે કોઈ પ્રજાના જૂના ગ્રંથોનો અભ્યાસ કરશો તો તમને જણાશે કે મૂર્તિપૂજા એ એવું અનિષ્ટ બળ છે કે જે કોઈ પણ પ્રજાના નાના નાના ભાગલા ઉત્પન્ન કરે છે. એક જ સ્વરૂપની કોઈ મૂર્તિ રાખવી મુશ્કેલ છે. જે મૂર્તિઓ જોશો તે કાં તો તેના ઘડનારની કલ્પનાનું પ્રતિબિંબ હોય છે, કાં તો સાધુઓના અને અર્ધ દેવી કે દેવ જેવા મહાપુરૂષોનાં પૂતળાં હોય છે જુદા જુદા માણસોના જુદા જુદા ખ્યાલ હોય છે એટલે જુદી જુદી આકૃતિઓ વચ્ચે સ્વાભાવિક આશંકાઓ અને હરિફાઇઓ જાગે છે અમુક મહાત્મા અમુક કોમને પૂજ્ય લાગે છે. જ્યારે બીજી કોમને બીજા મહાત્મા પૂજ્ય

લાગે છે. આમાંથી પણ ઘણા મતભેદો ઉભા થાય છે અને છેવટે લોકો મારામારી ઉપર આવી જાય છે. મહાત્માઓ અને દેવતાઓ આ પ્રમાણે એક મહાન સત્તાની ધુંસરીને ફગાવી દેનાર નાના દરબારીનો પાઠ ભજવે છે અને પોતે જ સર્વસત્તાધીશ છે એમ બતાવવા માટે અંદરોઅંદર યુદ્ધ કરે છે આ દુનિયાના ધર્મનો ઇતિહાસ આવી બાઝાબાઝીથી કલંકિત બન્યો છે જેરુસલેમમાં ઈસુખ્રિસ્તની કબર મુસલમાનો અને ખ્રિસ્તીઓ વચ્ચે ભારે વિગ્રહનું કારણ બની હતી ઈસુખ્રિસ્ત પોતે તો શાંતિનો અવતાર કહેવાય છે. માનવજાતની ખાતર તેણે પોતાનું જ લોહી રેડી બતાવ્યાનો તેમને યશ આપવામા આવે છે, પણ વિધિના ખેલ તો જુઓ ! જે શાંતિના અવતાર ગણાતા ઈસુના હાડકા કાળ–ચક્રના સપાટામાં માટીમાં મળી ગયાં હશે તેવાં હાડકાં જેમાં એક વાર સમાયેલા હશે એવી કબરની ઈંટો ખાતર રાની પશુઓની માફક લોકો લડ્યા છે!

આવા વિગ્રહો હિંદમાં પણ અસામાન્ય નહોતા. ગૌતમબુદ્ધના શબના પ્રશ્ન બાબત તેના અનુયાયીઓની બે શાખાઓ વચ્ચે અહીં પણ ભારે વિગ્રહ જામતો માંડ બચ્યો હતો દેવતાઓ અને તેમના અનુચરો વચ્ચે લડાઇઓ થયાના વૃત્તાંતથી હિંદુ પુરાણો ભરપુર છે જુદી જુદી જાતોના જુદા જુદા આરાધ્ય દેવતાઓ હોય છે એટલે તેઓની વચ્ચે સતત કલેશ ચાલ્યા કરે છે. જૈનો અને હિંદુઓ એકબીજાની મૂર્તિઓ તરફ સહિષ્ણુ હોતા

નથી. 'એક તરફ ગાંડો હાથી હોય અને એક તરફ જૈનનું મંદિર હોય તો પણ જૈન મંદિરમાં જવું જ નહિ' એવી એક જૂની હિંદુ કહેવત તે વખતના માનસનો અચ્છો ચિતાર આપે છે. આ ગ્રન્થકર્તાના નાના ગામડામાં થોડા જૈનો રહે છે અને ત્યાં એક જૈન મંદિર છે તેને યાદ છે કે જ્યારે ત્યારે જૈનોના વરઘોડા બાબત અને જૈનની મૂર્તિ બાબત સખત ઝઘડા ચાલતા, જોકે વ્યાવહારિક પ્રસંગોએ ગામના બધા લોકો બહુ સલુકાઈથી રહેતા હતા.

મૂર્તિપૂજાના પ્રશંસકોએ મૂર્તિપૂજાની પ્રથાની તત્વ જ્ઞાનની દૃષ્ટિએ ઘણી મીમાંસા કરી છે. તેઓ કહે છે કે મૂર્તિપૂજાને જુના પુરાણો સાથે કંઈ સંબંધ નથી. ભાવવાચક સદ્ગુણોના પ્રતીક સિવાય તે બીજું કશું નથી. મનુષ્યનું મન એટલું નિર્બળ છે કે ભાવવાચક ખ્યાલો ઉપર તેનું મન ચોંટતું નથી. મનુષ્યના મન આગળ નક્કર વસ્તુ જોઈએ. આ ખ્યાલથી કદાચ શરૂઆતમાં મૂર્તિ પૂજા ઊભી થઇ હશે, પરંતુ ઇતિહાસ આપણને કહે છે કે એમ નથી. ઘણીખરી મૂર્તિઓ શુરાપુરાઓની મનુષ્યોની કે દૈવી પુરુષોની હોય છે. કોઈ કોઈવાર, પરતુ ઘણા જ થોડા કિસ્સાઓમાં, એવાં પ્રતીકોએ પણ મૂર્તિપૂજાનું સ્વરૂપ ધારણ કર્યું છે. ધ્યાનના સાધન તરીકે મૂર્તિપૂજાની જરૂર છે એમ કહેવું એ માત્ર હોશિયાર ભેજાંઓનું બુદ્ધિ ચાતુર્ય છે, તેને ઇતિહાસ કે વ્યાવહારિકતાનો ટેકો નથી. કોઈ દેશમાં કે કોઈ ધર્મની કોઇ જાતમાં મૂર્તિનો ધ્યાનના સાધન તરીકે કોઈ દહાડો ઉપયોગ થયો નથી.

ચોગનાં અમુક સાધનો જે મનન એકધ્યાન કરવા માટે કાળી ટીલી કે એવી બીજી યુક્તિઓ કરવાને। ઉપદેશ આપે છે, તેમાં પણ મૂર્તિઓનો ઉપયોગ થનો નથી. આ કાર્ય માટે મૂત્તિનો ઉપયોગ કરવો એ ઘણું જ હલકું છે પરંતુ જો તમે તેને ચિહ્ન તરીકે વાપરો તો લાબે ગાળે તે વિનાશકારક નીવડે છે માનવ ભાષામાં ઉપમાઓ અને અલંકારો ખૂબ જોવામાં આવે છે, પણ જ્યારે તેને ચિત્રમાં ઉતારવામાં આવે ત્યારે તેનો દેખાવ ઘણો જ વિચિત્ર થાય છે. તેનું એક દષ્ટાંત આપું 'રણજીતસિંહ પંજાબનો સિંહ હતો' એ એક સામાન્ય કહેવત છે. નાનો છોકરો પણ તેનો અર્થ સમજી શકે. તે વાકયનો અર્થ એ થાય છે કે તે શીખ નેતાની બહાદુરી અસામાન્ય, સિંહ જેવી હતી પણ જો તમે તે ભાવને ચિત્રમાં ઉતારો અને પંજાબના નકશા ઉપર સિંહ ચિતરો તો તમારે કુદરતી રીતે તે સિંહના પંજા નખ પૂંછડું અને બીજી બાબતો ચિતરવી પડશે, નહીં તો તે બીલકુલ સિંહ દેખાશે નહિ. સિંહનું આ ચિત્ર તમને ખરેખર ઉપરના વાકયમાં જે અર્થ બતાવવામાં આવ્યો છે, તેનાથી તમને ઘણે દૂર લઈ જશે વાકય તમને ભાવ સમજવામાં મદદ કરે છે. જ્યારે આકૃતિ અનિષ્ટ જડતા તરફ લઈ જશે આ રીતે જે કવિએ ઉપમા આપી અને જે ચિત્રકાર કે શિલ્પીએ તેને વિવિધ બનાવવાનો પ્રયત્ન કર્યો તે દેખીતી રીતે ભલે એકબીજાના પૂરક હોય પરંતુ વાસ્તવિક રીતે પરસ્પર વિરોધી છે ચિત્રકારો અને શિલ્પીઓને હાથે થએલાં

પ્રતીકો હંમેશાં આડે માર્ગે લઈ જનારાં નીવડયાં છે, અને જે અજ્ઞાન આમ જનતા માટે મોટે ભાગે તેનો ઉપયોગ સૂચવવામાં આવ્યો છે, તેના સંબંધમાં તો ખાસ. આપણે ઘણીવાર એવી દલીલ સાંભળીએ છીએ કે અજ્ઞાન આમ પ્રજા ભાવદર્શક વસ્તુઓ સમજી શક્તી નથી, તેને માટે મૂર્તિપૂજા યોજવામાં આવી છે. મહર્ષિ દયાનંદે આ સવાલનો જડબાતોડ જવાબ આપ્યો છે અને તેમાં તે વ્યાજબી છે. આ ઈલાજથી જો સૌથી વધારે નુકસાન થતું હોય તો તે અજ્ઞાન આમવર્ગને જ છે. તેમને કાંઈ સાચી રાહત આપવાને બદલે આ ઈલાજે ઉલટું દર્દ વધાર્યું છે અને અજ્ઞાન લોકોને વધારે ઊંડા અંધારામાં નાખ્યા છે મૂર્તિપૂજકો પોતાની સ્થિતિથી સંતુષ્ટ રહે છે. અજ્ઞાનને તેઓ જ્ઞાન માને છે, અને અંધકારને તેજ માને છે. જેનાથી કાંઈ સંતોષ ન થવો જોઈએ તેનાથી તેઓ સંતોષ માની બેસે છે.

પરંતુ મૂર્તિ પૂજાનાં બીજાં વધુ ભયંકર પરિણામો પણ છે, તેમાંનું સૌથી પ્રાણઘાતક, વહેમ છે. તે લોકોને અતિશય ભયભીત બનાવે છે. ડુંગરના શિખર ઉપરથી કૂદી પડતાં કે તોપોના મુખમાં હોમાઈ જતાં પણ પાછી પાની ન કરે તેવા મહાન યોદ્ધાઓ પણ કોઈ દેવ કે દેવીના કાલ્પનિક કોપના ભયમાં સપડાઈ જાય છે ત્યારે થરથર ધ્રૂજવા લાગે છે. આ નબળાઈનો ગેરલાભ રાજકીય દુશ્મનોએ ભવિષ્યવાણીઓ દ્વારા કે પશુઓનાં બલિદાનો દ્વારા ખૂબ ઉઠાવ્યો છે. પશ્ચિમ એશિયામાં આવેલી રેલ્ફી

માતાની ભવિષ્યવાણી અને હિંદમાં કાળી કે દુર્ગા માતાની ભવિષ્ય વાણીઓ ઇતિહાસકારોથી અજાણી નથી. રોમ અને ગ્રીસમાં દેવ કે દેવી આગળ અને ખાસ કરીને યુદ્ધે જતાં પહેલાં, અપાયલા પશુઓનાં બલિદાનોથી સૈનિકોનું માનસ ઘણી વાર પલટાઈ જતું હતું. શૂરા રજપૂતોનું શૌર્ય વહેમી મૂર્ત્તિપૂજાથી નિઃસત્વ થવાથી જ ઘણા અગત્યના યુદ્ધોમાં પરાજય મળ્યા હતા.

મૂર્ત્તિપૂજાથી કોઇને સ્વર્ગ પ્રાપ્ત થયું છે કે કેમ તે પ્રશ્ન છે. પરંતુ એ વાતની તો કોઇથી ના પાડી શકાય એમ નથી કે હિંદમા તેમ જ બીજે બધે મૂર્ત્તિપૂજકો એટલા બધા અંધ બની ગયા હતા કે પોતાની પાર્થિવ ચીજો પણ ગુમાવી બેઠા હતા. હિંદુઓનો ઇતિહાસ આવા દાખલાથી ભરપૂર છે. મહમદ ગીઝનીની સોમનાથની લૂંટ કોઇ રજપૂતોની નામર્દીને લીધે નહોતી વ્હેમી બ્રાહ્મ-ણોથી જો શૂરા દાહિરના સૈનિકો માર્ગ ન ભૂલ્યા હોત તો હિંદુત્વનો ઇતિહાસ આજે જુદોજ લખાયો હોત. સોમનાથની લૂંટની પરિણામે જે ખૂનરેજી, ચોરી, લૂંટફાટ અને ગુલા-મીની યાતનાઓ આવી તેનો જરા ખ્યાલ કરો, અને વહેમી મૂર્તિપૂજા સાથે આ લૂંટને કેવો સંબંધ છે તે જુઓ. સોમનાથની મૂર્તિપૂજાએ મહંમદને આકર્ષ્યો તેને અહીં આવી તેને ભાંગવાની ઈચ્છા થઇ બ્રાહ્મણોએ ધાર્યું હતું કે મૂર્ત્તિ અમને સહાય આપશે મૂર્ત્તિપૂજાને લઇને જ તેઓ અંધ બન્યા. પોતાના શસ્ત્રના બળ ઉપર આધાર રાખવાને બદલે મૂર્તિપૂજક રજપૂતોએ પણ બ્રાહ્મણોની

ખોટી આશાઓ ઉપર વિશ્વાસ રાખ્યો. પરિણામ ભયંકર આવ્યું. હિંદુ મૂર્તિપૂજાની પ્રખ્યાત ગણાતી કાશી કે વારાણસી મૂર્તિપૂજાના ભયંકર પરિણામોના જીવતા જાગતા પૂરાવા રૂપ છે. ઝનુની મુસ્લીમો જ્યારે કાશી વિશ્વનાથ મંદિર ઉપર આક્રમણ કરે છે ત્યારે વિશ્વનાથની મૂર્તિ કુવામાં જઈ પડી છે અને લુચ્ચા બ્રાહ્મણો અજ્ઞાન આમ જનતાને પોતાને પંજામાં રાખવા માટે એવી દલીલ શોધી કાઢે છે કે વિશ્વનાથ ભગવાન મલેચ્છ રૂપી રાક્ષસોનું મોઢું જોવા માગતા નથી. આવી દંતકથા મૂર્તિપૂજક લોકો વચ્ચે જ શક્ય બને છે. જો તમે આમ જનતાના રોજીંદા જીવનનો બારીક અભ્યાસ કરશો, તો પંડિતો, બ્રાહ્મણો, જ્યોતિષીઓ અને ભુવાઓનાં ધાડાંઓ જેનો ઉદર નિર્વાહ મંદિરોમાં આપેલી ખેરાતો ઉપર જ છે તેવા લોકો નિરંતર સમાજને જે હાનિ પહોંચાડી રહ્યા છે તેનાં ભયંકર દૃષ્ટાંતો તમારા જોવામાં આવશે. પ્રજાને ભોગે કરવામાં આવતા આવા ઉદરનિર્વાહને એક ક્ષણભર ચલાવી શકાય નહિ. આ બધું જોઈને મહર્ષિ દયાનંદે મૂર્તિપૂજાનો પ્રબળ વિરોધ કર્યો અને જો મૂર્તિપૂજા છોડી દેવામાં આવે તો હિંદુ સમાજમાં થઈ રહેલા ટુકડાઓનો સહેલાઈથી ઇલાજ થઈ શકે.

એક વધુ બાબતનો ઉલ્લેખ કરવો જરૂરી છે. મૂર્તિઓ દુશ્મનોના રોષને પણ સહેલાઈથી ઉશ્કેરે છે, એટલે જ્યારે મૂર્તિઓને કંઈ નુકશાન કરવામાં આવે ત્યારે તેના ભક્તોની શ્રદ્ધા ઓછી થાય છે અને તેઓ

નિર્બળ બને છે, મૂર્તિની પૂજા કરનારી ઘણી પ્રાચીન પ્રજાઓના ઇતિહાસો આનાં પ્રમાણભૂત દષ્ટાંતો પૂરાં પાડે છે. જો કોઈ. ધર્માંધ મૂર્તિને ભાંગી શકે તો જે પૂજારી તે મૂર્તિને એક ઘણી મહાન સત્તા માનીને તે સહાય કરશે એમ માનતો હોય તે ભ્રમમાં પડે છે અને નિર્બળ બને છે. ઘણા કિસ્સાઓમાં તો ખ્રિસ્તી પાદરીઓએ આવા મૂર્ખ લોકોના દેવદેવીઓ અભડાવીને તેમને પોતાના ધર્મમાં વટળાવેલા છે.

## પ્રકરણ ૧૦ મું

### નાતજાત અને અસ્પૃશ્યતા

**નાતજાતની** પ્રથા કદાચ હિંદુ સંગઠનનો સૌથી મહાન શત્રુ છે. હિંદુઓ જેટલી બીજી કોઈ પ્રજા કોઈ વખત છિન્નભિન્ન થઈ નથી. નાતજાતના, પૂર્વગ્રહો અને નાતજાતના દ્વેષભાવો એટલા બધા જાણીતા છે તેની લાંબી ચર્ચા કરવાની જરૂર રહેતી નથી. મહાત્મા ગાંધીએ ઉપાડેલી અસ્પૃશ્યતાનિવારણની ચળવળ હજી હવામાં જ ગાજે છે.

નાતજાતની સામે સૌથી પ્રથમ અવાજ ઉઠાવનાર ગૌતમ બુદ્ધ હતા. તેને આજે પચ્ચીશ સૈકાઓ થઈ ગયા. તે પછીની બેત્રણ શતાબ્દિઓમાં બૌદ્ધ ધર્મ હિંદમાં સર્વોપરી ધર્મ થઈ ગયો. પરંતુ ન તો નાતજાતનો કે ન તો અસ્પૃશ્યતાનો સદંતર નાશ થવાનાં કાંઈ ચિહ્નો આપણા જોવામાં આવ્યાં. તે લાગણી કદાચ થોડો વખત દબાઈ ગઈ હશે, પણ ફરીથી માથું જ ઉંચકી શકે એવી દટાઇ ગઈ નહોતી. મહર્ષિ દયાનંદના સમયમાં સ્થિતિ સાવ વણસી ગઈ હતી અને તેમણે આ પ્રશ્ન પરત્વે પૂર્ણ લક્ષ આપવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ મહર્ષિ દયાનંદ અને બીજા સુધારકો વચ્ચે

મહત્વનો તફાવત હતો. મહર્ષિ દયાનંદ હિંદી છે અને તેમનું માનસ પણ સંપૂર્ણપણે અને દરેક રીતે હિંદી છે. તેમની ચિકિત્સા જુદી છે અને તેમણે બતાવેલ ઈલાજ પણ જુદા જ છે. રોગી દેશી છે અને તેને માટે તેઓ દેશી ઈલાજ સૂચવે છે, બીજા સુધારકોએ આમ કર્યું નથી. હિંદમાં કોઈ પણ દવાવાળાને ત્યાં જાઓ, ત્યાં આખી દુકાન વિદેશી દવાઓથી ચિકાર જોશો. આપણા ડોકટરો પણ કપડાંલત્તાં અને ટાપટીપમાં જ નહિ પણ બોલવા-ચાલવામાં રહેણી કરણીમાં, દવાઓ અને હથિઆરોમાં પણ અપ-ટુ-ડેટ યુરોપીઅનો બની ગયા છે. ઘણીવાર તો આપણી હિંદી વનસ્પતિઓ દૂર દૂરની મુસાફરી કરીને રૂપાંતર થઈને યુરોપનાં લેબલો લઈને પાછી આવે છે ત્યારે જ તે અસરકારક ગણાય છે.

જેવું દવાઓનું તેવું જ આપણા સુધારાઓનું. કોઈ સામાજિક અનિષ્ટ જો તમારે સુધારવું હોય તો તમારે મોસ્કો, બર્લિન, લંડન કે પેરિસ જવું પડશે. હાલની સામાજિક ચળવળોનો અભ્યાસ કરશો તો તેમાં તમને યુરોપીય વિચારની છાયા જણાશે. આ બનાવોની બીજી બાજુએ પ્રકાશ જોવું તો કંઈક છે ખરૂં, તેમાં પણ અમુક લાભો સમાએલા છે. 'મારૂં એટલુંજ સારૂં' એ પ્રકારની માનસિક અવસ્થા કોઈપણ પડેલી પ્રજાની ઉન્નતિને ભારે હાનિકારક છે. પશ્ચિમ, બેશક, ઘણો પ્રગતિવાન છે, અને તેની અવસ્થાઓનો લાભ ન લેવાનું કોઈ કારણ નથી.

પરંતુ ચિત્રની કાળી બાજુ પણ છે. ચાલુ જમાનાનો હિંદી બેહદ ગુલામ છે. તે સોનું ફેંકી દઇ કથીરની પાછળ દોડે છે અમુક વસ્તુ વિદેશી છે માટે જ તેને આકર્ષે છે, પોતાના જ સંતોની સલાહ લેવા તેની પાસે સાધન પણ નથી, તે પોતાના બાપદાદાઓની ભાષા પણ ભૂલી ગયો છે. પ્રાચીન હિંદનો ખજાનો ખોલવાની ચાવી તેણે ખોઈ નાખી છે, તે સંપૂર્ણરીતે પરદેશીઓની દયા ઉપર જીવે છે.

આ ગુલામીમાંથી મહર્ષિ દયાનંદે આપણને બચાવવાનો પ્રયત્ન કર્યો છે. આપણે જોઈ ગયા કે રાજા રામમોહનરાય મહર્ષિ દયાનંદ પહેલાં થઈ ગયા છે. મહર્ષિ દયાનંદના કાર્યક્રમનો ઘણી બાબતો જાણે કે તેમણે અગાઉથી ધારી લીધી હતી પરંતુ ગમે તે કારણે નાતજાતના વિષયને તો તેમણે બીલકુલ સ્પર્શ કર્યો નહોતો. કુલીન બ્રાહ્મણોની બહુસ્ત્રીવિવાહની પ્રથા તેમના લક્ષ ઉપર આવી હતી જ. આ એક બાજુ જ હતી, કેશવચંદ્રસેને આ વિષયમાં વધારે કાર્ય કર્યું. તે પોતેજ અ–બ્રાહ્મણ હતા. તેમની ધાર્મિક નેતાગીરી રૂઢિચુસ્ત બ્રાહ્મણોને ખુંચી હોવી જોઇએ અને તેઓના વિરોધને પરિણામે જ કેશવબાબુ છેક છેલ્લે પાટલે જઈ બેઠા હોવા જોઈએ. પરંતુ કંઈક ખ્રિસ્તી ધર્મનો રંગ લાગવાથી અને કંઈક પોતાના કાર્યક્રમની અસ્પષ્ટતાને લીધે કેશવબાબુની નેતાગીરી નીચેના બ્રહ્મોસમાજીઓ હિંદુત્વથી તદ્દન અળગા પડી ગયા અને તેમના ઉચ્ચ આશયો નિષ્ફળ ગયા.

બ્રહ્મોસમાજવાળાના તીવ્રગતિવાળા એન્જિનની પાછળ હિંદુત્વના કારખાનાના પાછલા ડબ્બાઓ ચાલી શક્યા નહિ, અને સ્વાભાવિક રીતે પાછળ રહી ગયા.

મહર્ષિ દયાનંદની દૃષ્ટિ વધારે ચકોર હતી તેમણે રોગનું નિદાન કર્યું અને રોગનું કારણ પણ સમજ્યા. તેમણે નાતજાતની પ્રથાનું મૂળ જ તપાસ્યું. અને ભૂલ ક્યાં થતી હતી તે પકડી પાડી. વેદશાસ્ત્રોથી તેઓ સમજ્યા હતા કે તેમાં જણાવેલા ચાર વર્ણોએ ગુણ અને કર્મના પાયા ઉપર રચાએલા સમાજના અને હજારો નાતજાત અને પેટા જાતો ( મોઘમ ગણત્રી કરતાં આશ ૩,૦૦૦ ) આજકાલ જોવામાં આવે છે તેમાં અને વર્ણોમાં કશું સામ્ય નથી. સૌથી કમનસીબ વાત તો એ છે કે હિંદુઓની વર્તમાન જ્ઞાતિઓ વેદમાં બતાવેલા ચાર વર્ણોની સાથે ફક્ત દેખાવ પૂરતો સંબંધ ધરાવે છે એ જ્ઞાતિઓના

નાતો છે. વૈશ્યો અને શૂદ્રોમાં પણ એવું જ છે. શૂદ્રોમાં સેંકડો પેટા જાતો અને તેની પણ પેટા જાતો છે. જેમાંના કેટલાક મજૂર વર્ગના સ્પૃશ્યો છે અને બીજા અસ્પૃશ્યો છે. અમુક શૂદ્ર જ્ઞાતિઓ મજુરોનું કામ કરતી નથી અને તેલ કાઢવાના, વણવાના, માટીના ઠામ બનાવવાના વગેરે આબરૂદાર ધંધાઓ કરે છે, તો પણ તેમને શૂદ્રો કહી ઉતારી પાડવામાં આવે છે. અસ્પૃશ્યોમાં પણ અસ્પૃશ્યતાની જુદી જુદી પાયરીઓ હોય છે કે જેની વ્યાખ્યા થાય તેમ નથી. પછી તેને કાંઈ નિયમ તો કયાંથી જ બાંધી શકાય ? પરંતુ સ્થાનિક રિવાજો સમજ્યા પછી જ તેનો ચોક્કસ રીતે નિર્ણય કરી શકાય. ઉપરથી જોતાં, વેદમાં કે મનુસ્મૃતિમાં જણાવેલા ચાર વર્ણો માટે નિયત કરેલાં કાર્યો અને હક્કોની સાથે આ બધી જ્ઞાતિઓનો કંઈ ને કંઈ દૂર દૂરનો સંબંધ દેખાશે ખરો. પણ એક ખાસ વસ્તુ ઘુસી ગઇ છે. આ બધી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ જન્મ ઉપર જ આધાર રાખે છે અને ગુણકર્મો (ધંધા) ઉપર આધાર રાખતી નથી, અને તેથી જ તેઓ મજબૂત અને અક્કડ છે. જન્મનું આ તત્ત્વ હિંદુ સમાજની પછાત અવસ્થા માટે જવાબદાર છે, નીચેની ખામીઓ ઘણી જ દેખીતી છે:—

૧ બ્રાહ્મણનો દીકરો બ્રાહ્મણ જ થાય, જાટનો દીકરો જાટ જ થાય, વગેરે. પછી તે ગમે તેટલો આગળ વધ્યો હોય કે ગમે તેવો તેનો ધંધો હોય.

૨ તેણે પોતાના વાડામાં જ પરણવું જોઈએ.

૩ તેણે પોતાના વાડામાં જ એક બીજાની સાથે જમવું જોઈએ. અને અમુક જાતના માણસના હાથનું જ ખાવું જોઇએ; આને માટે અસંખ્ય ઘડી કાઢેલા નિયમો હોય છે.

૪ નાતજાત બદલવાની છૂટ હોતી નથી.

૫ ખાનપાનના કે લગ્નના નિયમોનો ભંગ કર્યો તો નાત બહાર જ થવાનું, અને તેને પરિણામે નવી નાતજાતો અને પેટા નાતો ઊભી થાય છે

પહેલી ત્રણ જ્ઞાતિઓ, એટલે કે બ્રાહ્મણો, ક્ષત્રિયો કે વૈશ્યો, પોતાના ત્રણ વર્ણો માટે નિર્માણ થએલા ધંધાઓને વળગી રહી શકયા નહિ પાણીક્કર (કે. એમ પાણીક્કર) 'હિંદુત્વ અને અર્વાચીન દુનિયા' નામનાં પોતાના પુસ્તકમાં ઠીક કહે છે કે જન્મને કારણે ઉંચનીચનો ભેદ અને લગ્નની મર્યાદા સંબંધના આદેશો હજી એટલા બધા કડક છે તો પણ અમુક નાતજાતનો અમુક જ જુદા જુદા ધંધા કરી શકે અને તેની બહાર ન જઈ શકે એવો કોઈ પ્રયત્ન આજ દિવસ સુધી ફળીભૂત થયો નથી. જુનામાં જુનું જે લેખિત સાધન પ્રાપ્ત થયું છે તેમાં બ્રાહ્મણોએ દવાઓનો, શાસ્ત્રોનો તેમજ રાજ વહીવટનો ધંધો કર્યાના દાખલા મળે.છે. જાતક અને બ્રાહ્મણ ગ્રંથોમાં વેપારીઓ, પારધીઓ અને માછીમારોનું વર્ણન છે, જાતક કથાઓમાં એક કુશ નામના ક્ષત્રિય રાજકુમારનું વર્ણન આવે છે તેનું દૃષ્ટાંત આપતાં મસાણી કહે છે કે તે રાજકુમાર

એક કુંભારનો, મુંડલા બનાવનારનો, ફુલ વહેંચનાર માળીનો અને રસોયાનો શિષ્ય વારાફરતી બન્યો હતો. પરંતુ શૂદ્રો અને અસ્પૃશ્યોમાં તો આવા પ્રતિબંધો ઘણા જ કડક હોય છે બ્રાહ્મણ કાપડની દુકાન રાખી શકે પણ ભંગીએ તો ભંગી જ રહેવું જોઇએ. તેને તો શિક્ષણના અને નૈતિક કે ઔદ્યોગિક સુધારાની તમામ સગવડો ફરજિયાત મળતી નથી.

આ દુષ્ટ જ્ઞાતિપ્રથાએ હિંદુ સમાજને જે હાનિ પહોંચાડી છે તે નીચે પ્રમાણે છે.

૧ તે પ્રથાએ અસંખ્ય હિંદુઓની કેળવણી અને સુધારાની સગવડો છીનવી લીધી છે.

તે જ્ઞાતિપ્રથાએ, જે લોકોમાં સુધારાના જંતુ મોજુદ છે પણ વગર પોષણે જેનો ક્ષય રહેલો છે, તેવા લોકોની સેવાઓ હિંદુ ધર્મ પાસેથી છીનવી લીધી છે.

૩ તે જ્ઞાતિ પ્રથાએ ઊંચા વર્ગના લોકોને અભિમાની અને અજ્ઞાન બનાવ્યા છે અને તેમને સ્થાને હલકા માણસોને અને દુરાચારી લોકોને બેસાડયા છે.

૫ તે જ્ઞાતિ પ્રથાએ હરિફાઈના દરવાજા બંધ કરી નાતજાતનાં અભિમાન અને વૈર ઊભાં કર્યાં છે

જ્ઞાતિ વ્યવસ્થાના ચિત્રની બીજી બાજુ પણ અમારે બતાવવી જોઇએ. 'હિંદુઓની દષ્ટિએ જીવન' એ પુસ્તકમાં પૃષ્ઠ ૯૩ ઉપર સર એસ રાધાકૃષ્ણન્ વર્ણોના ચારે વિભાગ વિષે બોલતાં કહે છે કે, 'જાતિઓના સુમેળ અને

સંસ્કૃતિઓના સહકારથી, હિંદુ માનસની પોતાના ધર્મ સાથેની લાક્ષણિક વિશાળ એકતાની ભાવનાનું દૃષ્ટાંત આ વર્ણવ્યવસ્થા પૂરું પાડે છે." 'હિંદુસ્થાન સાથેનો બ્રિટિશ સંબંધ' એ નામના ગ્રંથમાં શ્રી કે ટી પાલ બીજી બાજુનું વર્ણન આપતાં લખે છે કે, "હિંદુ સામાજિક વ્યવસ્થા એવી તો નાજુક અને અસ્પર્શ્ય છે કે તેના પોતાના જ સભ્યો ઉપર તેની કેટલી સત્તા છે તે જ્યાંસુધી તેનો પાર ન પામીએ ત્યાં સુધી ભાગ્યે જ સમજી શકાય, અને તેથી તે વ્યવસ્થાએ સૈકાઓ થયાં દરેક વ્યક્તિને પોતાનાં સામાજિક કર્તવ્યો, ધાર્મિક કાર્યો તેમજ આર્થિક અને નાગરિક જવાબદારીઓમાંથી ખસવા દીધા નથી. લગભગ બસો પેઢીઓ થયાં વંશપરંપરા બાપ પાસેથી દીકરાએ શીખેલી કળા પરાકાષ્ટાએ પહોંચી હોવાનું આ આ એક કારણ છે વિધવા અને અનાથ, વૃદ્ધ અને બિમાર, અપાત્ર અને અપંગ—એ બધાનું રક્ષણ કરવામાં આવે છે તે પણ તેને આભારી છે શિષ્યો અને ગુરુઓ તરીકે અધ્યયન અને અધ્યાપન કરવાનું જ જે વર્ણોનું કાર્ય હતું તેઓ દ્વારા જ્ઞાન અને સસ્કૃતિના નિરંતર શોધ ચાલુ રહી હતી, તે પણ આને જ આભારી હતી. નાત જાત એ વર્ણ-વ્યવસ્થા ઉપર મોટાં કાળાં કલક સમાન છે અને તેના પાયા નીચે આજે સુરંગો ચાપવામાં આવી છે તે ઠીક થયું છે. હિંદનું આજે એક સ્વતંત્ર અને સ્પષ્ટ અસ્તિત્વ છે તેનું કારણ જ્ઞાતિ પ્રથાએ આપેલા રક્ષણને અને તેના બેશક કલ્યાણકારી તત્વ-ને આભારી છે." (જુઓ પાણિક્કરનું હિંદુત્વ પૃષ્ઠ. ૪૫).

મુસ્લીમો અને ખ્રિસ્તીઓના આક્રમણને આ જ્ઞાતિ-પ્રથાએ હિંદુ ધર્મનું સ્પષ્ટ અસ્તિત્વ જાળવી રાખવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે તેની કોઇથી ના પાડી શકાય તેમ નથી. પરંતુ મહર્ષિ દયાનંદનો મત એ છે કે જો જન્મના પાયા ઉપર રચાયલી આ ખામીથી આખી પ્રથા કલુષિત ન બની હોત તો આના કરતાં પણ વધારે સારી રીતે એનું અસ્તિત્વ જાળવી શકાયું હોત. વેદો, અને પરિણામે મહર્ષિ દયાનંદ, સમાજના ચાર વિભાગો ઉપર ભાર મૂકે છે, પરંતુ તે વિભાગો કુદરતી છે. સમાજનું મુખ (મસ્તક) બ્રાહ્મણો, બાહુ ક્ષત્રિયો, ઉરુ (સાથળ) વૈશ્યો, અને પદ (પગ) શૂદ્રો છે એ અલંકાર ઘણો જ કુદરતી છે અને બુદ્ધિને ગમે તેવો છે, આવા કોઇ વિભાગ વગર દુનિયાનો કોઇ સમાજ સુખી થયો નથી. પ્લેટોએ જ્ઞાન ઇચ્છનારાઓ, બળ ઇચ્છનારાઓ અને ધન-ઇચ્છનારાઓ (સુખવાચ્છુઓ) એમ સમાજના ત્રણ વિભાગો પાડવાનો જ્યારે ઉપદેશ આપ્યો હતો ત્યારે તેની દૃષ્ટિમાં આજ સિદ્ધાંત હોવો જોઇએ અને જો તેની યોજના નિષ્ફળ જવાનું કોઇ કારણ હોય તો તે તેની પોતાની લાક્ષણિક વિગતોને તેમજ તેની પછવાડે કોઇ પરંપરાગત ભૂમિકાની ખામીને આભારી હતું. કેટલીક અક્ષમ્ય નબળાઇઓમાં રચીપચી રહેલા હોવા છતાં હિંદુઓ પોતાની વારસાગત પ્રથાનાં સુંદર તત્ત્વોને સાચવી શકયા. પરંતુ મહર્ષિ દયાનંદે આપણને આ વર્ણવ્યવસ્થાની કોઇ ભારેમાં ભારે ખામી બતાવી હોય તો તે એ છે કે વૈદિક જ્ઞાનના

લગ્નના સંબંધમાં મહર્ષિ દયાનંદ કોઈ મૂળભૂત ફેરફારની હિમાયત કરતા નથી. આ વિષયમાં તેઓ ચોક્કસ વિધિઓને વધારે મહત્વ આપે છે, અને હાલના જુવાનના વિચારો સાથે તેઓ મળતા થતા નથી. તેમની દૃષ્ટિએ લગ્ન એ કોઈ લાગણી પ્રધાન વસ્તુ નથી, પરંતુ આખા સમાજ બંધારણનો તે દૃઢ પાયો છે. તેઓ લગ્નના વિષયમાં જ્ઞાતિના મનુષ્ય કૃત્ પ્રતિબંધોની હાલની સખ્તાઈનો સખ્ત વિરોધ કરે છે તેની સાથોસાથ તેઓ ઈચ્છે છે કે આ વિષયમાં લોકો બળવાખોર ન બની જાય તે ઉપર કોઇ સામાજિક અંકુશ હોવો જોઈએ પ્રથમ તો જન્મથી નહીં પણ ગુણથી વર્ણનો નિશ્ચય થવો જોઈએ. અને બીજું, લગ્નના વિષયમાં વર્ણસંકરતા ન આવવી જોઈએ. આ પ્રજોત્પત્તિ વિજ્ઞાનનો પ્રશ્ન છે એટલે તેના ઉપર હું વધારે વિવેચન કરવા માગતો નથી. છતાં એક વસ્તુ સ્પષ્ટ છે કે હાલની જ્ઞાતિ વ્યવસ્થા, જેની અંદર અમુક કુટુંબમાં જન્મ થવો એજ ઊંચ નીચની કસોટી છે, તે પ્રથા જવી જ જોઈએ અને જલ્દીથી જવી જોઈએ. તે પ્રથા હિંદુત્વનું કોઈ અંગ નથી અને હોવું જ ન જોઇએ. આ બાબતમા નીચેના બે અવતરણો બસ થશે:—

"પ્રાચીન વૈદિક કાલના દ્રષ્ટાઓ ફક્ત નાતજાત સંબંધે કશું જાણતા નહોતા. તે સમયનાં સાહિત્યમાં જેને જેટલું ઊંડું ઉતરવું હોય તેટલું ભલે ઉતરે. છતાં પણ, તેમા ફક્ત વર્ણો મળી આવશે, જ્ઞાતિઓ નહિ તે વર્ણોમાં જ્ઞાતિઓ બનવાનાં તત્ત્વો છે જેને પરિણામે એક વર્ગને

શાસ્ત્રમાં આપણી શ્રદ્ધાને આબાદ રાખે છે. ગૌતમ બુદ્ધે જ્ઞાતિ-વ્યવસ્થા સામે પોતાનો અવાજ ઉઠાવ્યો હતો ખરો. પરંતુ તેની વેદ વિરૂદ્ધ માન્યતા હિંદુઓને અસ્વીકાર્ય બની. તેથી જ્યારે પૌરાણિક માન્યતાના સ્વરુપે વેદ ધર્મની પુનઃસ્થાપના થઇ ત્યારે જ્ઞાતિ-વ્યવસ્થાના અનિષ્ટો પણ પાછાં આવ્યાં. કેટલાક રાજકીય વિચારના માણસો ધારે છે કે રાજકીય પવન બધું સાફ કરી નાખશે. પરંતુ સપાટી નીચે કામ કરી રહેલાં છુપાં બળોને ઓળખનાર મનુષ્યો, હિંદુત્વમાંથી ફક્ત મળ સાફ કરી દઈને તેને એક વિશાળ ધાર્મિક પાયા ઉપર મૂકવાની અને તેની પ્રાચીન રૂપરેખાને આબાદ રાખવાની જરૂરને પીછાણે છે જ. મહર્ષિ દયાનંદની પણ આ માન્યતા છે. તેમની યોજનામાં ચાર પ્રકારની વર્ણ-વ્યવસ્થા રહે છે અને અસ્પૃશ્યતા અને તેના એક હજાર ને એક અનિષ્ટો દૂર થાય છે. તેઓ સર્વને માટે સમાન કાર્ય શક્તિની સગવડો ખુલ્લી મૂકે છે. તેઓ કેળવણી ઉપર કંઈ મર્યાદા મૂકતા નથી. તેમના કહેવા પ્રમાણે દરેક બાળકને વિદ્યા ગ્રહણ કરી સદ્‌ગુણી થવાનો જન્મ સિદ્ધ હક્ક છે. પરંતુ, સદ્‌ગુણી કે દુર્ગુણી, જ્ઞાની કે મૂર્ખ, વિદ્વાન કે અજ્ઞાન એ બધા સમાન છે એમ તેઓ માનતા નથી. ખાનપાનના પ્રતિબંધો પણ દૂર થાય છે. કારણ કે રસોઈ કરવાનું કામ શૂદ્રોનું છે, બ્રાહ્મણોનું નથી. સહ ભોજન શરૂ કરવામાં, અને અનાજ રાંધવામાં અને ખોરાક લેવામાં મનુષ્ય કૃત્ નિયમોને તિલાંજલિ આપવામાં આર્ય સમાજીઓ ઘણું કરીને પહેલા છે.

લગ્નના સંબંધમાં મહર્ષિ દયાનંદ કોઈ મૂળભૂત ફેરફારની હિમાયત કરતા નથી. આ વિષયમાં તેઓ ચોક્કસ વિધિઓને વધારે મહત્વ આપે છે, અને હાલના જુવાનના વિચારો સાથે તેઓ મળતા થતા નથી. તેમની દૃષ્ટિએ લગ્ન એ કોઈ લાગણી પ્રધાન વસ્તુ નથી, પરંતુ આખા સમાજ બંધારણનો તે દૃઢ પાયો છે. તેઓ લગ્નના વિષયમાં જ્ઞાતિના મનુષ્ય કૃત પ્રતિબંધોની હાલની સખ્તાઈનો સખ્ત વિરોધ કરે છે. તેની સાથોસાથ તેઓ ઈચ્છે છે કે આ વિષયમાં લોકો બળવાખોર ન બની જાય તે ઉપર કોઇ સામાજિક અંકુશ હોવો જોઈએ. પ્રથમ તો જન્મથી નહીં પણ ગુણથી વર્ણનો નિશ્ચય થવો જોઈએ. અને બીજું, લગ્નના વિષયમાં વર્ણસંકરતા ન આવવી જોઈએ. આ પ્રજોત્પત્તિ વિજ્ઞાનનો પ્રશ્ન છે એટલે તેના ઉપર હું વધારે વિવેચન કરવા માગતો નથી. છતાં એક વસ્તુ સ્પષ્ટ છે કે હાલની જ્ઞાતિ વ્યવસ્થા, જેની અંદર અમુક કુટુંબમાં જન્મ થવો એજ ઊંચ નીચની કસોટી છે, તે પ્રથા જવી જ જોઈએ અને જલ્દીથી જવી જોઈએ. તે પ્રથા હિંદુત્વનું કોઈ અંગ નથી અને હોવું જ ન જોઈએ. આ બાબતમા નીચેના બે અવતરણો બસ થશે:—

"પ્રાચીન વૈદિક કાલના દૃષ્ટાઓ ફક્ત નાતજાત સંબંધે કશું જાણતા નહોતા. તે સમયનાં સાહિત્યમાં જેને જેટલું ઊંડું ઉતરવું હોય તેટલું ભલે ઉતરે. છતાં પણ, તેમાં ફક્ત વર્ણો મળી આવશે, જ્ઞાતિઓ નહિ તે વર્ણોમાં જ્ઞાતિઓ બનવાનાં તત્ત્વો છે જેને પરિણામે એક વર્ગને

(વર્ણ) બીજા વર્ગ વચ્ચે ધીમે ધીમે મહાન અંતરાય ઊભો થયો તે પછી પણ લાંબા વખત સુધી સામાજિક બહિષ્કાર અને અસ્પૃશ્યતાનો ખ્યાલ લોકોની બુદ્ધિમાં આવ્યો જ નહોતો. કારણ તે લોકો વિવિધતામાં એકતા જોતા હતા અને વિવિધતાને એક રસ બનાવી તેમાંથી એકતાનું સર્જન કરતા હતા. દરેક વર્ણ સમાજ રચનાનો વિભાગ ગણાતો હતો" (જુઓ આર પી. મસાણી કૃત 'જ્ઞાતિ અને સમાજનું બંધારણ,—હિંદનો વારસો,' પૃષ્ઠ ૧૩૨)

જો વેદમાંથી જ્ઞાતિ–પ્રથા માટે કાંઈ પ્રમાણ મળી આવતું નથી તો ધર્મની સાથે તેનો શો સંબંધ છે? એ ખરું છે કે હિંદુ કાયદો જ્ઞાતિને માન્ય રાખે છે; બધાં પુરાણોમાં પણ જ્ઞાતિનું અસ્તિત્વ માની લેવામાં આવ્યું છે, અને દૈવી આજ્ઞારૂપ મનાય છે. પરંતુ જ્ઞાતિની 'દૈવી આજ્ઞા'ના સિદ્ધાંત માટે શો આધાર છે? વારુ, ગીતામાં કહ્યું છે કે: '"चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्मविभागशः" પરંતુ શ્રી કૃષ્ણનું આ કથન હિંદુઓની જ્ઞાતિ–વ્યવસ્થાના પાયા ઉપર સ્પષ્ટ રીતે ઘા કરે છે તેનું સમર્થન કરતું નથી. કૃષ્ણના વચનનો શબ્દાર્થ એ છે કે ગુણ અને કર્મના વિભાગના પાયા ઉપર મેં ચાર વર્ણવાળો સમાજ રચ્યો છે. જન્મના કારણથી જન્મના પાયા ઉપર ટકી રહેલી જ્ઞાતિ પ્રથાની દૈવી ઉત્પત્તિનો આ ચોકખો ઈન્કાર છે નૈસર્ગિક સર્વોપરિતાનો બ્રાહ્મણો જે દાવો કરે છે તેની આ સ્પષ્ટમાં સ્પષ્ટ નકાર છે. ગુણ અને કર્મના પાયા

ઉપર જીવનનું ઘડતર થવું જોઈએ એ વાતની વગરહિત સમાજોમાં પણ કોઇ ના પાડી શકે એમ નથી. પરંતુ જન્મના પાયા ઉપર રચાયલી અસમાનતા હિંદુધર્મમાં પણ માન્ય રાખવામાં આવી છે, એ વિચાર જ વેદો સિવાયના તમામ પવિત્ર હિંદુ શાસ્ત્રોના આ ગીતાના કથન ઉપરથી જ જૂઠો પડે છે; અને વેદો તો આપણે ઉપર જોઇ ગયા તે પ્રમાણે આ માન્યતાને બીલકુલ સમર્થન આપતા નથી; (જુઓ પાણિક્કર કૃત હિંદુત્વ પૃષ્ઠ ૨૭, ૨૮)

ટૂંકામાં કહીએ તો જાહેર જનતા આગળ મહર્ષિ દયાનંદે આ અભિપ્રાય વ્યક્ત કર્યો છે અને એને જ માટે તેઓ અને તેમના અનુયાયીઓ આજે દાયકાઓ થયાં લડતા આવ્યા છે. શરૂઆતમાં એક બુદ્ધિમાન લેજાંની નવીનતા દેખાતી હતી, તેને આજે બધા વિચારવંત પુરુષો એક સ્વીકૃત હકીકત તરીકે માને છે તે જાણીને ઘણો જ સંતોષ થાય છે.

## પ્રકરણ ૧૧ મું

## સ્ત્રી-જાતિ

**માનવજાતની** હરેક કોમ મહર્ષિ દયાનંદની જેટલી ઋણી છે તેટલીજ સ્ત્રી જાતિ પણ તેમની ઋણી છે. જાહેર જનતાના માનસ ઉપર અને ખાસ કરીને હિંદુ જનતાના માનસ ઉપર મહર્ષિ દયાનંદના વિચારોએ પરોક્ષ રીતે જે અસર કરી છે તેના ઉપર થોડો પ્રકાશ ફેંકવામાં આવે તો આ ઋણની વધારે કદર થયેલી ગણાય.

માનવ અર્થશાસ્ત્રમાં પુરુષ અને સ્ત્રીનો અભિન્ન રીતે સબંધ છે પ્લીબીઅનો અને પેટ્રિશીઅનો ( આમ-જનતા અને ઉમરાવો ), નોકર અને માલીક, બ્રાહ્મણ અને અછૂતોને એકબીજા વગર, ચાલી શકે પરંતુ પુરુષો અને સ્ત્રીઓ એ એકજ એકમનાં બે અર્ધ અંગો છે જે બે ભેગાં મળીને માનવ બને છે. એકનો વિચાર બીજા વગર થઈ શકે જ નહિ છતાં સ્ત્રી જાતિ હંમેશાં કમનસીબ રહેતી જ આવી છે. અંગ્રેજી શબ્દકોશમાં Lover and beloved 'આશક' અને 'માશુક' એ બે જાણીતા શબ્દો છે; જેમાંનો એક પુરુષ માટે અને બીજો સ્ત્રી માટે વપરાય છે. બીજી ભાષાઓમાં પણ તેના પારિભાષિક શબ્દો

છે. છતાં આ માશુકને આશક તરફથી જે દુઃખ આજ-સુધી વેઠવું પડયું છે એવું દુઃખ કોઈએ વેઠયું નથી. માનવ સમાજમાં સ્ત્રી જાતિએ પુરુષ કરતાં ઘણું હલકું સ્થાન ભોગવ્યું છે એ સામાન્ય રીતે જુગજુની ફરીયાદ છે. અગ્રેજી ભાષામા 'લોર્ડ' અને 'લેડી' આજે ઘણાજ માનવાચક શબ્દો તરીકે વપરાય છે. પરંતુ તે શબ્દોની મૂળ વ્યુત્પત્તિ જોશું તો તમોને આનો ઠીક ખ્યાલ આવશે મૂળ ઍંગલો સેકસન શબ્દ:

લાફ=રોટલો + વીઆર્ડ Weard 'hlafovd' (લાફોડ) વહેંચણી કરનાર Ward (આશ્રયદાતા) 'hlaf' પરંતુ 'લેડી' એ ઍંગ્લો સેકસન શબ્દ છે hlaf+dige (લાડિજ) રોટી+લોટ મસળનાર=જે રોટલીનો લોટ મસળીને રોટી પકવે છે તે 'Day' ડી એ જુના અગ્રેજી શબ્દનો અર્થ દૂધ વેચનારી નોકરડી–જેમાંથી dairy (ડેરી) શબ્દ ઉત્પન્ન થયો છે તે 'દાસી' થાય છે. આપણી દેવીઓ–(ladies) જાણે છે કે પોતે અત્યારે 'લેડીઝ' શબ્દની જે ઉંચી ગણના કરે છે તેનો મૂળ શો અર્થ થતો હતો ?

મહર્ષિએ જોયું કે હિંદુ સ્ત્રી જાતિ પણ આ અપવાદ-માંથી બાકી નથી. ઘરમાં તેનું સ્થાન ઘણું નીચુ હતું. શંકાની દૃષ્ટિએ તેને પડદામાં રાખવામાં આવતી હતી, એટલે બહાર જવા દેવામાં નહોવી આવતી તેને જ્યારે બહાર જવું પડે ત્યારે લાંબા ઘુંઘટામાં પોતાનું મોં ઢાંકવું પડે, જેને લઇ શરીરની જે પાંચ જ્ઞાનેન્દ્રિયો છે

જે પૈકી ચાર તો મસ્તકમાં જ આવેલી છે તે જ્ઞાનનાં ચાર દ્વાર તો બંધ જ કરવા પડે. જ્ઞાનની તો જાણે તેને આવશ્યકતા જ નહોતી, કદાચ તેને માટે તે ભયંકર ગણાતું હશે. स्त्रीशूद्रौ नाधीयाताम्! (સ્ત્રી અને શૂદ્રને ભણાવવા ન જોઈએ) એ સંસ્કૃત પંડિતોની ખાસ માન્યતા હતી. કદાચ કોઈ અપવાદરૂપ સંજોગમાં, કોઈ પંડિતને પોતાની દીકરીને ભણાવવાની જરૂર લાગે તો પણ પવિત્ર વેદનો એક અશંમાત્ર તેને શીખવવાનું ભયંકર પાપ તે કદી કરે નહિ. ગમે તેવી પોતાની વહાલી પુત્રી, આખર તો તેને મન એક સ્ત્રી હતી અને એક 'સ્ત્રી તરીકે' તે એટલી બધી અપવિત્ર હતી કે પવિત્ર વિદ્યા તેને આપી શકાય જ નહિ. લાખો પાઠશાળાઓ હતી તેમાંથી એક પણ કન્યાઓ માટે નહોતી. પોતાની માતાઓ, ભગિનીઓ, પત્નીઓ અને પુત્રીઓ માટે હિંદુઓના ખ્યાલ આવા હતા. અને ભારે કડકાઈથી તેનો અર્થ અને અમલ થઈ રહ્યો હતો. પુરુષની શક્તિ અને ઈચ્છા હોય તો તે ગમે તેટલી સ્ત્રીઓને પરણી શકે. પણ તેઓની સ્થિતિ 'દાસી' કરતાં કાંઈ વધારે સારી નહોતી. બંગાળના કુલીન બ્રાહ્મણો તો આ કુપ્રથા માટે પંકાએલા હતા. એક કુલીન બ્રાહ્મણ કુડી બંધ પત્નીઓ કરે અને તેના ભરણપોષણની જરા પણ દરકાર રાખ્યા વગર તેના માવતરે તજી દે. લગ્ન વખતે કન્યાના માવતર પાસેથી ભારે રકમ પડાવે અને પછી કોઈ સારે માઠે પ્રસંગે જ સાસરાને ઘેર એકાદ વાર આંટો દેવા જાય અને તે પણ 'દાનદક્ષિણા' લેવા માટે જ,

દેશના બીજા ભાગોમાં સ્થિતિ આટલી બધી ખરાબ નહોતી. પરંતુ ત્યાં પણ કન્યાના બાપ પાસેથી દાયજાની રકમ લેવાની પ્રથા ચાલતી જ હતી અને આ પ્રથા કન્યાના માબાપ ઉપર શાપ સમાન હતી. પુત્રી એ મહાન આફત ગણાતી હતી. અને તેથી સ્વાભાવિક રીતે જ કન્યાનો જન્મ થતાં આવા સંજોગોમાં કુટુંબના માણસો 'આભરણું' માંડતાં. જો અનેક પુત્રીઓ જન્મે તો પછી તે કુટુંબનું મોત જ થયું ગણાતું હતું.

પત્નીના મરણનું કુટુંબને બહુ જ ઓછું દુઃખ થતું. વિધુર થતાં જ બીજે જ દહાડે નવી વહુ દાયજો લઈને આવે. બિમાર પત્નીની હૈયાતીમાં જ માગાં આવવા માંડે. અને જો પતિ મરી જાય તો તેની વિધવા ભલે પાંચ વરસની જ હોય તો પણ કાયમને માટે તેનાં નસીબમાં દ્વાર બંધ થઈ જાય. બાળલગ્ન તો તે વખતની 'ફેશન' ગણાતી અને પરિણામે એક વર્ષની કન્યા પણ વિધવા બનતી. એવા દાખલ પણ થોડા નહોતા. વસ્તી–પત્રકના આંકડા ઉપરથી દેખાય છે કે આ રોગ નાબૂદ થયો નથી. આ ઉપરાંત સ્ત્રીઓની બીજી ગેરલાયકાતો પણ હતી, અને તેમાં સૌથી ખરાબ તો એ વસ્તુ હતી કે પોતાની સ્થિતિનું ભાન થાય એટલી શક્તિ જ તેમાં નહોતી.

સ્ત્રીજાતિની આ દશા જોઈને મહર્ષિ દયાનંદને આઘાત થયો હતો; પરંતુ સ્ત્રીની આ પરાધીનતા સંબંધે વેદોમાં ક્યાંય પ્રમાણ નથી એ જાણીને તેમને બહુ ખુશાલી

ઉપજી. જ્યારે તેમણે વૈદિક સાહિત્યનો અભ્યાસ કર્યો ત્યારે તેમણે જાણ્યું કે પ્રાચીન વૈદિક ધર્મે તો સ્ત્રીને પુરુષની માનનીય સહધર્મચારિણી માની છે અને વૈદિક કાળની સ્ત્રીનું સમાજમાં ઘણું જ મોભાદાર સ્થાન હતું. गुणाः पूजास्थानं न च लिङ्गं न च वयः । (ગુણો જ પૂજવા લાયક છે. પછી ભલે સ્ત્રી હોય કે પુરૂષ હોય અગર તેની ગમે તેટલી વય હોય) એ ભવભૂતિનું વાક્ય સ્ત્રી ને પુરુષ–બધાને એક સરખી રીતે લાગુ પડે છે.

સ્ત્રીજાતિની અવદશા અધોગતિએ પહોંચેલા હિંદુ યુગની જ નવીનતા હતી અને વેદની દૃષ્ટિએ લગ્ન, વારસા કે બીજા અધિકારો અને ફરજો વગેરે સામાજિક કાર્યો માટે પુરૂષ અને સ્ત્રી બંને સરખાં છે એમ જ્યારે મહર્ષિ દયાનંદે બોધ આપવા માંડ્યો ત્યારે જુની રૂઢિવાળાઓએ તેમનો પ્રચંડ વિરોધ કર્યો તેમણે રચેલા વિખ્યાત ગ્રન્થ 'સત્યાર્થપ્રકાશ'માં તેમણે આ મુદ્દાની વિસ્તારથી ચર્ચા કરી છે અને વેદમાંથી તેમ જ બીજા પવિત્ર ગ્રન્થોમાંથી અનેક અવતરણો ટાંકીને બતાવ્યું છે કેઃ—

૧ પુરૂષોની પેઠે સ્ત્રીઓને પણ શિક્ષણ મળવું જોઈએ, (श्रौतसूत्र)માં લખ્યું છે કે इदं मंत्रं पत्नी पठेत् આ મંત્ર પત્ની ભણે.

શતપથ બ્રાહ્મણ ૧૪–૨–૪–૧૬ના મંત્ર अथ य इच्छत् दुहिता ते पण्डिता जायेत सर्वे वायु हियात् ।

અર્થાત્-જે કોઇ એમ ઇચ્છે કે મારી પુત્રી પંડિત બને અને પૂરૂં આયુષ્ય મેળવે તે અયુક કરે.'

૨. હરેક કન્યાને યજ્ઞોપવિત ધારણુ કરવાનો, અને જેમ ભાઈ ને સંસ્કાર વિધિથી યજ્ઞોપવિત ધારણુ કરાવાય છે તે જ રીતે ધારણુ કરવાનો, અધિકાર છે (સત્યાર્થ પ્રકાશના સમુલ્લાસ ૨ માં લખ્યું છે કે—નવમા વર્ષના આરંભથી હરેક દ્વિજ પોતાનાં સંતાનોનો ઉપનયન સંસ્કાર કરાવીને ત્હેમને આચાર્ય કુળમાં અર્થાત્ જ્યાં વિદ્યાદાન આપનાર પૂર્ણ વિદ્વાન્ તથા સ્ત્રી શિક્ષણુ આપનાર પૂર્ણ વિદુષીઓ હોય, ત્યાં પુત્ર તથા પુત્રીઓને વિદ્યાભ્યાસ કરવા મોકલે.

ગોભિલ ૨-૧માં કહ્યું છે કે "प्रावृतां यज्ञोपवीतिनी म भ्युदानयत् जपेत्।" અર્થાત્—યજ્ઞોપવીત ધારણુ કરનારી સ્ત્રીને સાથે રાખીને પુરૂષે વેદના મંત્રો જપવા જોઇએ.

૩. કન્યાને બાલવયમાં પરણાવવી નહિ જોઇએ અને તેની મરજી વિરૂદ્ધ તો નહિ જ (અથર્વ વેદ ૧૧-૫-૧૮ માં લખ્યું છે કે—ब्रह्मचर्येण कन्या युवानं विन्दते पतिम्। બ્રહ્મચર્ય અર્થાત્ વિદ્યાભ્યાસના સમય પછી કન્યા કોઈ યુવાનને પતિ તરીકે શોધી કાઢે).

૪. કન્યાને લગ્ન પછી શ્વસુર પક્ષના કુટુંબના પુરૂષ સભ્ય જેટલાજ અધિકારો પ્રાપ્ત થાય છે. (ઋગ્વેદ ૧૦-૮૫-૪૧માં લખ્યું છે કે-सम्राज्ञी श्वसुरे भव सम्राज्ञी

श्वश्र्वां भव । ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवृषु॥
તારા સસરાની સાથે તું સમાન અધિકારવાળી થા; તારી સાસુની સાથે તું સમાન અધિકારવાળી થા; તારી નણંદની સાથે તું સમાન અધિકારવાળી થા અને તારા દેર-જેઠની સાથે તું સમાન અધિકારવાળી થા)

૫. સ્ત્રીઓનું સન્માન થાય છે તેમજ કુટુંબ સુખી થાય છે અને જ્યાં સ્ત્રીઓનું અપમાન થાય છે તે કુટુંબ નાશ પામે છે. (મનુ સ્મૃતિ ૩-૫૬-૫૭ માં લખે છે કે

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्र तास्तु न पूज्यन्ते सर्वास्तत्राऽफलाः क्रिया ॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत् कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥

જ્યાં જ્યાં સ્ત્રીઓનું સન્માન થાય છે ત્યાં ત્યાં દેવતાઓનું સ્થાન સ્વર્ગ બને છે, જ્યાં તેમનો સત્કાર થતો નથી ત્યાં બધી ક્રિયાઓ નિષ્ફળ જાય છે. જ્યાં સ્ત્રીઓ દુઃખી થાય છે તે કુટુંબનો જલદી વિનાશ થાય છે, જ્યાં તેઓ દુઃખી નથી હોતી તે કુટુંબ સુખી થાય છે.)

૬. કન્યાને તેનો ભાઈ જેટલો જ વારસાનો હક્ક છે. (નિરુક્તિમાં લખ્યું છે કે:-

अविशेषेण पुत्राणां दायो भवति धर्मतः ।
मिथुनानां विसर्गादौ मनुः स्वायम्भुवोऽब्रवीत् ॥

કાયદેસર 'બંને જાતિનાં' બાળકો વારસો લે છે. એમ સ્વયંભૂ મનુએ સૃષ્ટિના આરંભમાં કહેલું છે.)

૭. જેમ વિધુરને ફરી લગ્ન કરવાનો અધિકાર છે તેમ વિધવાને પણ (અમુક સ્થિતિમાં) અધિકાર છે. (મનુ સ્મૃતિ ૯–૧૭૬માં લખ્યું છે કે.–

सा चेदक्षतायोनिः स्याद् गतप्रत्यागतापि वा।
पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति॥

જો કન્યા અક્ષતયોનિ કુમારી હોય, કે પછી ધણીને ત્યાં જઈને પાછી આવેલી હોય તો પણ વિધવા પુનર્લગ્ન કરીને બીજા પતિને સંસ્કાર વિધિથી પરણી શકે છે.

૮. પુરુષ અને સ્ત્રીઓને સરખા અધિકાર છે (મનુ સ્મૃતિ ૯–૯૬મા લખ્યું છે કે –

प्रजनार्थं स्त्रिय. सृष्टाः संतानार्थं च मानवाः।
तस्मात् साधारणो धर्मः श्रुतो पत्न्या सहोदितः॥

સંતાનની ઉત્પત્તિ માટે સ્ત્રીઓને અને સંતાન પેદા કરવા માટે પુરુષોને સરજેલ છે, એટલે જ વેદમાં પુરુષ અને પત્નીને સરખા અધિકારો આપવામાં આવેલ છે.

હિંદમાં તેમજ બીજે સ્થળે સ્ત્રીજાતિની જે અવદશા થઈ છે તેનો ઈતિહાસ શોધવો મુશ્કેલ છે; ખરૂં કહીએ તો વૈદિક સંસ્કૃતિનો જેમ જેમ લોપ થતો ગયો તેમ તેમ આ અવદશા થતી ગઈ હોય એમ માની શકાય છે. જ્યારે જ્યારે લોકો જંગલી બને છે, ત્યારે ત્યારે 'બળીઆના બે ભાગ'નો કાયદો અમલમાં આવે છે અને જેઓ શરીરે નિર્બળ હોય છે તે પોતાના હક્ક ગુમાવી બેસે છે. સ્ત્રીઓ કુદરતી રીતે શરીરે નિર્બળ હોવાથી

તેઓને સહન કરવાનો વખત આવે છે. તેઓને પશુબળને તાબે થઈ પુરુષના વિષયના ભોગ બનવું પડે છે આ નિયમ સમસ્ત સંસારમાં સર્વત્ર લાગું પડે છે. મહર્ષિ દયાનંદની માન્યતા છે કે જીવનમાં વૈદિક ધોરણનુ પુનરુત્થાન થતાંની સાથે જ સ્ત્રીઓ પોતાની માન અને ગૌરવભરેલી સ્થિતિ પુનઃ પ્રાપ્ત કરશે.

હિંદુ સિવાયના બીજા ધર્મવાળાઓએ હિંદુ સ્ત્રીઓની હાલની પડતી દશાનો ભારે ગેરલાભ ઉઠાવીને પોતાને ફાવતું મેળવ્યું છે. સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે સ્ત્રીઓની અર્વાચીન સ્વતંત્રતા ખ્રિસ્તી ધર્મને આભારી છે. પરંતુ આપણા ખ્રિસ્ની પ્રચારકો પોતાનાં ભુતકાળનાં કૃત્યો ભૂલી જાય છે અને જ્યારે જ્યારે વૈજ્ઞાનિક પ્રગતિને કારણે માનવજાતને કાંઈ લાભ મળે છે, ત્યારે તેઓ કુદી પડે છે અને આજકાલ તેમને ભાગ્યવશાત્ જે રાજકીય અનુકુળતાઓ મળી શકે છે તેની સહાય વડે બધો યશ પોતે મેળવી જવાનો દાવો ધરાવે છે સત્ય હકીકત એ છે કે પ્રાચીન યહુદી ધર્મ કે નવા ખ્રિસ્તી ધર્મે સ્ત્રીઓની સ્થિતિ ઉચે આણવા કાંઈ કર્યું નથી. ઉલટું એ ધર્મોના મૂળ સિદ્ધાંતો એવા છે કે તેને સુસંગત રહીને સ્ત્રીઓ કદી સમાજમાં પોતાનું સ્થાન ઉંચું હોવાનો દાવો પણ કરી શકે નહિ. જેનેસીસ નામનો ગ્રન્થ તમે વાંચશો તો જણાશે કે સ્ત્રીને પ્રથમ પુરુષને માટે ત્યારબાદ પુરુષની પાછળ, અને ત્યાર બાદ પુરુષના શરીરમાંથી જ ઉત્પન્ન કરવામાં આવી છે. આ ત્રણ તત્વો

સ્ત્રીની હલકી સ્થિતિને માટે જવાબદાર છે. જો પુરુષ ન હોત તો સ્ત્રી પણ હોત જ નહિ. તેની શી જરૂર હતી? સ્ત્રીનું સ્વતંત્ર અસ્તિત્વ અને સ્વતંત્ર જન્મ નથી જ. નીચેનો ફકરો જ જુઓ:—

'પરંતુ આદમને માટે જોઈએ તેવી સુખસગવડ જોવામાં ન આવી. એટલે મહાન ઈશ્વરે આદમને ભર-ઊંઘમાં નાખી દીધો અને અને તે ઉંઘી ગયો; અને તેના શરીરમાંથી એક પાંસળી કાઢી લઈ તેની જગ્યાએ માંસ મૂકી બંધ કરી દીધું, અને મહાન ઈશ્વરે માણસના શરીરમાંથી જે પાંસળી કાઢી લીધી હતી, તેમાંથી તેણે સ્ત્રી બનાવી.' (જીનેસીસ, પ્રકરણ રજું ૨૦,૨૩)

ખ્રિસ્તીઓની લાંબા વખતની માન્યતા હતી કે મહાન ઈશ્વરે પોતાની જ પ્રતિકૃતિ પ્રમાણે આદમને બનાવ્યો, ઈવ (હવાં)ને નહિ તેણે આદમના શરીરમાં પ્રાણ પૂર્યો, હવાંના શરીરમાં નહિ, તેથી જ સ્ત્રીનો દરજ્જો માત્ર ઉતરતો હતો.

'કારણ કે પુરૂષ સ્ત્રીનો નથી, પણ સ્ત્રી પુરૂષના છે. પુરૂષને સ્ત્રીને માટે ઉત્પન્ન કર્યો નથી. પણ સ્ત્રીને પુરૂષને માટે ઉત્પન્ન કરવામાં આવી છે' (૧, કોરીન્થીઅન્સ, પ્રકરણ ૧૧–૮–૯)

કેટલાક ખ્રિસ્તીઓ તો એટલા બધા આગળ ગયા કે સ્ત્રીઓમાં માનવ આત્મા હોવાનો જ ઇન્કાર કરે છે.

પછી તો પુરૂષ ઉપર જે જે આપત્તિઓ આવી પડી

છે તે બધી સ્ત્રીના પાપે ઉત્પન્ન થએલ હોવાનું કહેવાય છે. સેતાનની લાલચોમાં પ્રથમ પડનાર ઈવ (હવાં) છે, અને આદમને ભોળવીને સ્વર્ગથી વિમુખ રાખનાર સેતાનના દૂત તરીકે હવાં કામ કરે છે, તેથી જ મહાન ઈશ્વરે સ્ત્રીને નીચેના શબ્દોમાં શાપ આપ્યો છે.

'હું તારાં દુઃખ અને તારા ગર્ભધારણમાં ખૂબ વધારો કરીશ; દુઃખમાં જ તું બાળકોને જન્મ આપીશ, અને તારી ઈચ્છા તારો પતિ જ પૂરી કરશે અને તે જ તારા ઉપર સત્તા ચલાવશે.' (જીનેસીસ, પ્રકરણ, ૩–૧૬)

ઈશ્વરનો અને તેના વટહુકમોનો કોણ પ્રતિકાર કરી શકે? ગરીબ બિચારી સ્ત્રીઓને ઈશ્વરે પોતે જ આપેલા શાપોનું કોણ નિવારણ કરી શકે? આ બધી હકીકતોને કારણે જ, ચુસ્ત ખ્રિસ્તી ધર્મના થાંભલાઓ વાસ્તવિક રીતે આમ જ કહે:—

'તમારી સ્ત્રીઓ દેવળોમાં ચૂપ રહે; કારણ કે તેમને બોલવાની છૂટ નથી; પણ તેઓને તાબેદાર રહેવાનું ફરમાન છે એમ ધર્મશાસ્ત્ર પણ કહે છે, અને જો તેઓને કાંઈ શીખવાની ઈચ્છા હોય તો ઘેર જઈ તેઓના ધણીને પૂછી જુએ; કારણ કે દેવળમાં બોલવું એ સ્ત્રીઓને માટે શરમ ભરેલું છે.' (૧, કોરીન્થીએન્સ, પ્રકરણ ૧૪–૩૪, ૩૫)

'પત્નીઓ, ઈશ્વરની પેઠે તમારા પતિઓને જ તાબે રહો, કારણ કે જેમ ધર્મનો ઉપરી ઈશુ છે તેમ પત્નીનો ઉપરી ધણી છે, અને તે જ શરીરનો રક્ષક છે.' (એફીશીઅન્સ

( Ephesians ) પ્રકરણ ૫,–૨૨,૨૩ ) ' સ્ત્રીને શીખવુ હોય તો સંપૂર્ણ તાબેદારીથી મૌનપણે શીખે, પરંતુ સ્ત્રીને ભણાવીને પુરૂષ ઉપર સત્તા જમાવતી થાય એમ થવા દેવા હું ઈચ્છતો નથી; તે ચૂપ રહે એમ હું માગું છું, કારણ કે આદમને પ્રથમ ઉત્પન્ન કરવામાં આવ્યો છે પછી હવાને, અને આદમ છેતરાયો નહોતો, પણ સ્ત્રી છેતરાઈ જવાથી તેણે હુકમનો અનાદર કર્યો છે. ' ( ૧, ટીમોથી ( Timothy ) પ્રકરણ બીજું, ૧૧ થી ૧૪ )

" એ જ પ્રમાણે હે પત્નીઓ તમારા પતિઓને તાબે રહો, એટલા માટે કે જો કોઈ સ્ત્રી પોતાના પતિનું કહ્યું નહીં માને તો તેવા પતિઓ પણ વચનની અવગણનાના કારણથી બીજી પત્નીઓની વાતચીતથી તેમને વશ થઈ જશે. " ( ૧, પીટર Peter–પ્રકરણ ૨ જું. )

એક જાણીતી હકીકત છે કે મિલ્ટન નામનો ખ્રિસ્તી કવિ જે પ્યુરિટન પંથનો હતો, તેણે પોતાની પુત્રીઓને લેટિન ભાષા શીખવી નહોતી. એટલા માટે કે હિંદુ સ્ત્રીઓને જેમ સંસ્કૃત ન શીખવી શકાય, તેમ ખ્રિસ્તી સ્ત્રીઓને લેટિન જેવી પવિત્ર ભાષા ન જ શીખવી શકાય. સેલિક નામનું ( Salique Law ) પ્રાચીન ધર્મશાસ્ત્ર સ્ત્રીઓને કે સ્ત્રીઓ દ્વારા પુરૂષને વારસો આપવાની મનાઇ કરે છે તે પણ ખ્રિસ્તી ધર્મ શાસ્ત્ર હતું. એથી જ હું કહું છું કે પશ્ચિમની સ્ત્રીઓએ જે સ્વાતંત્ર્ય મેળવ્યું છે, તે ખ્રિસ્તી ધર્મને કારણે નહિ પણ તેથી જુદા

જ કારણે; અને જડવાદી પશ્ચિમે સ્ત્રી જાતિને જે મહત્તા આપી છે તે ખરેખરી નહિ પણ ઉપલક છે. અગાઉ સ્ત્રી એક ઘરરખ્ખુ દાસી હતી; આજકાલ તે એક ચળકતા રમકડા જેવી કે ચાલાક ચપળા છે. સો વર્ષ પહેલાં સ્ત્રી પુરૂષના વિષયનું પાત્ર હતી, તેવી જ આજે પણ છે. સ્વરૂપ ફર્યું હશે, પણ સિદ્ધાંત એ જ છે. તે વખતમાં તેની સ્વતંત્રતા આડે લોખંડનું પિંજર હતું. આજે પુરૂષોએ સોનાનાં પિંજરો ખડાં કર્યાં છે, જેમાં સ્ત્રી પોતાની મેળે દોડી જઈ સ્વાતંત્ર્ય ગુમાવી બેસે છે હવે એવો વખત આવી ગયો છે કે આગેવાન સ્ત્રીઓ તકનો લાભ લઈને પોતાના લાભાલાભની ગણત્રી કરવા લાગી છે.

મહર્ષિ દયાનંદે સ્ત્રી સ્વાતંત્ર્યને વધારે મજબૂત અને ઉદાર સ્થાન આપ્યું છે. સ્ત્રીની ઉત્પત્તિ સંબંધેની ભ્રામક માન્યતાઓને તેમણે ભયંકર ફટકો લગાવ્યો છે. વેદ નથી કહેતા કે સ્ત્રીને પુરૂષને માટે–પુરૂષની પછી અને પુરૂષના શરીરમાંથી જ ઉત્પન્ન કરવામાં આવી છે. ઉલટું ઋગ્વેદ, અધ્યાય ૧, ૧૬૪–૮માં લખ્યું છે કે માતા પિતરમૃત્ત આવભાજ। અર્થાત્ "માતા અને પિતા બન્ને વચ્ચે કુદરતે બધી વસ્તુઓની સમાન મૂર્તિ કરી છે."

ઋગ્વેદ, અધ્યાય ૧૦, ૫૪–૩માં લખ્યું છેઃ—

यन् मातरं च पितर च साकमजनयथास्तन्वः स्वायाः।

અર્થાત્ જે ઈશ્વરે પોતાના સત્ત્વમાંથી જ માતા અને પિતાબન્નેને સાથે જ ઉત્પન્ન કર્યાં.'

સૈકાઓ થયાં બુદ્ધિમાન ગણાતા ખ્રિસ્તી પ્રચારકો જે લાંબા વખતની ભ્રમણામાં હતા, તે ભ્રમણા ભાંગવા માટે વેદમાં વર્ણવેલું આ સત્ત્વ બસ છે. પુરૂષની પાંસળી-માંથી સ્ત્રીના શરીરની રચના એક લાંબા વખતથી કોયડા-જ રહ્યો છે અને અર્વાચીન પ્રાણુ-વૈજ્ઞાનિકને તો આ સાંભળીને હસવું જ આવે. મેક્ષમૂલરે આ સંબંધે ખૂબ ખૂબ વિચાર કર્યો અને છેવટે વેદની ચાવીથી આનો ભેદ ખોલ્યો. ધર્મશાસ્ત્ર ( Science of Religion ) નામના પોતાના પુસ્તકના આમુખમાં પૃષ્ઠ ૪૬માં લખે છે કે, 'અંતર્ગત સત્ત્વ'નો અર્થ સમજાવવા માટે 'હાડકું' એ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો હશે.'

વેદની પ્રાચીન ઋચાઓમાં પણ ગાયું છે કે—જેને પોતાને હાડકાં નથી ( જે પોતે નિરાકાર છે ) તેણે હાડ-કાંવાળા ( સાકાર )ને ઉત્પન્ન કર્યો એવા પ્રથમ પુરૂષને કોણે જોયો છે ? એટલે કે જે પ્રથમ આકાર વગરનું હતું, તેણે આકાર ધારણ કર્યો, એમ પણ હોઈ શકે કે જેમાં સત્ત્વ નહોતું તેણે સત્ત્વ ધારણ કર્યું.'

મહર્ષિ દયાનંદની ભૂમિકા આથી વધારે સ્પષ્ટ થાય છે. હિંદુ પંડિતોના આલસ્ય અને અજ્ઞાનના કારણે હિંદુ સમાજની જે ભારે અવદશા થઇ રહી હતી તેમાંથી તેમણે જ તેનો ઉદ્ધાર કર્યો છે. જ્યારે વેદનો પ્રકાશ વધુ અને વધુ પ્રજ્વલિત થશે, અને માનવજાત વૈદિક સિદ્ધાંતોનું

રહસ્ય સમજતી થશે, તેમ તેમ સ્ત્રીજાતિ સગર્વ પોતાનું મસ્તક ઉન્નત રાખી ઋગ્વેદના શબ્દોમાં જ કહેશે:–

अहं केतुरहं मूर्धाहमुग्राविवाचनी।

હું ધ્વજ છું, હું આગેવાન છું, અને હું જ સત્ય ન્યાયકારિણી છું.[૧]

---

૧. ઋગ્વેદ અધ્યાય ૧૦. ૧૫૯–૨

## પ્રકરણ ૧૨ મું

### સંયુક્ત કુટુંબ

એક વિષય જે આજકાલ ખૂબ તિરસ્કૃત બન્યો છે તે હિંદુ કુટુંબના સંયુક્ત પ્રકાર વિષે છે. આ વિષય પરત્વે પણ શ્રેષ્ઠ વિચારકો ભિન્ન ભિન્ન મત ધરાવે છે. શરૂઆતમાં સર્વ કુટુંબો સંયુક્ત હોય છે, બાલ્યાવસ્થામાં બાળકોને જુદાં કરી શકાતાં નથી. પશુઓ પણ અમુક સમય સુધી સંયુક્ત રહે છે. પણ આમ ક્યાં સુધી ચલાવ્યે જવું એ પ્રશ્ન છે. મારી માન્યતા એવી છે કે ગમે તે કારણે હિંદુસમાજે તેને અતિશયતાથી જાળવી રાખેલ છે. આ વિષય ઉપર હિંદુધર્મશાસ્ત્રનો અભ્યાસ કરશો તો ગૂંચવણીમાં તમે આશ્ચર્યચકિત થશો. હિંદુઓના વારસા સંબંધી કેસોનો નિર્ણય કરવો સહેલ નથી. તમે શબ્દોના ગમે તે અર્થ ફેરવી ફેરવીને વાપરો છતાં તમે નિષ્ફળ જશો. આ બધું સંયુક્ત કુટુંબની પ્રથાને આભારી છે.

કેટલાકો માને છે કે હિંદુસ્થાન જેવા ખેતીપ્રાધાન્ય દેશમાં સંયુક્ત કુટુંબ હોવું જ જોઈએ. તે જરૂરનું છે, તે વગર ચાલી શકે તેમ નથી. પરંતુ હિંદુસ્થાન પ્રથમથી

જ ખેતીપ્રાધાન્ય હતો કે કેમ, અગર "આજકાલની કેટલીક સૌથી આગળ વધેલી પ્રજાઓનું ખાસ લક્ષણ છે એવી ઔદ્યોગિક પ્રગતિનો પ્રાચીન હિંદમાં સદંતર અભાવ હતો કે કેમ તે કહેવું મુશ્કેલ છે. હિંદુસ્થાનમાં 'આ હતું' કે 'તેમ હતું' એમ ઠોકી બેસાડવું એ ઘણું જ એકપક્ષીય અને તેથી ગેરવાજબી છે, એટલું જ નહિ પણ ઘણું જ ખોટે માર્ગે લઈ જનારૂં છે. ખેતીપ્રાધાન્ય પ્રદેશમા પણ વધારે સરળ નિયમો કરી શકાય અને તેમ કરીને સંયુક્ત કુટુંબના અસ્તિત્વ ધરાવતા દોષોમાથી પ્રજાને બચાવી શકાય.

જન્મના પાયા ઉપર રચાયલી જ્ઞાતિપ્રથાની પેઠે સંયુક્ત કુટુંબની પ્રથાને પણ હિંદુસમાજના એક અગત્યના અંગ તરીકે વળગી રહેવામાં આવે છે અને તેમાંથી જરા આઘા ખસ્યા તો લોકો બૂમ પાડવા લાગે છે કે હિંદુધર્મ ભયમાં છે. પરંતુ મહર્ષિ દયાનંદે વેદોના કરેલા અનુવાદથી અને વૈદિક સાહિત્યથી આ પ્રશ્ન ઉપર તદ્દન નવો પ્રકાશ પડ્યો છે. આ વિષયની ચર્ચા કરતાં આપણે ભૂલી જઈએ છીએ કે કુટુંબનું મજીયારાપણું અમુક સમય સુધી કુદરતી છે, અને આગળ જતાં તદ્દન અકુદરતી થઈ જાય છે. માતાની કૂખમાં રહેલો ગર્ભ અવિભાજ્ય રીતે સંયુક્ત હોય છે માનો ખોરાક તે ગર્ભનો ખોરાક છે. પરંતુ એવો પણ વખત આવે છે કે જ્યારે તે ગર્ભ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. બહારથી પોષણ મેળવવાની

ક્રિયા વિભક્ત થવાના પ્રથમ પગલાંરૂપ છે. બાળક આ સંયુક્તપણું ફેંકી દેવા લાગે છે. માતા એની અસર અનુભવે છે, તેને બેહદ પીડા થાય છે, પરંતુ જરૂરિયાત આગળ બધી ગણત્રીઓ નિષ્ફળ જાય છે પછી થોડા વખત બાળક માતાને વળગી રહે છે. બાળક માતાની છાતી આગળથી અળગું થતું નથી, અને જ્યારે અળગું થાય છે ત્યારે બન્નેને અગવડતા ઉભી થાય છે. પરંતુ જો લાંબા વખત સુધી એ સ્થિતિ ચાલે તો બાળકનો વિકાસ રૂંધાઈ જાય છે. એટલે જ સમય જતાં બાળક વધારે સ્વતંત્ર બનતો જાય છે અને માતા તરફનો સ્નેહ ઓછો ને ઓછો થતો જાય છે. જ્યારે તે બાળક મટીને માણસ બને છે અને આગળ વધવાને શક્તિવાન થાય છે ત્યારે એને સંપુર્ણ રીતે સ્વતંત્ર થવાનો સમય પાકી ચૂકયો હોય છે. તેને તેમ જ તેના જુના કુટુંબ માટે પણ એ આવશ્યક છે. સંપુર્ણ માનવી બનવાથી સંપુર્ણ માનવી તરીકેનું પોષણ તે માગી લે છે. માબાપ એવડું પોષણ પુરૂં પાડી શકે તેમ હોતાં નથી. તેથી જો તે કુટુંબ ઉપર બોજારૂપ બની પડ્યો રહે તો પરિણામે બન્નેને આફતરૂપ બને છે. આમ કુટુંબના મણીઆરાપણાનો અંત આવવો જ ઘટે છે.

પ્રાચીન આર્યો આ મુદ્દો નહોતા સમજતા એમ નથી. આજે પણ એવો રિવાજ છે કે વરકન્યાના માબાપ લગ્ન વખતે પરિણીત દંપતીને જીવનની શરૂઆત કરવા

માટે કેટલીક જરૂરી સતરા, કપડાંલતાં, ઠામવાસણ અને પૈસા આપે છે. આનો અર્થ એમ થાય છે કે તે દંપતીને ભવિષ્યમાં સ્વતંત્ર જીવન જીવવાનું છે, એમ કરીને માબાપ કહે છે: "જુઓ, માબાપ તરીકે આજ સુધી અમે અમારી ફરજ બજાવી. અમે તમને ઉછેર્યાં, ભણાવ્યાં, ગણાવ્યાં અને તમે તમારા પગ ઉપર ઉભા રહી શકો એમ નથી, એમ જાણીને તમને બીજી હજારો રીતે મદદ કરી. હવે તો તમે ખૂબ મોટા થયા, તેથી તમને જીવનની એક સુંદર શરૂઆત કરવા માટે કેટલીક તમારી જરૂરિયાતો પુરી પાડીને અમે અમારી છેલ્લી ફરજ બજાવીએ છીએ. હવે પછી આ દુનિયામાં તમને જેમ ઠીક લાગે કે તમારાથી થઈ શકે તે રીતે તમારૂં ફોડી લેવાની તમારી ફરજ છે." લગ્ન વખતની બધી ક્રિયાઓ અને વિધિઓ આ હકીકતનું સૂચન કરે છે. આજસુધીના કુમાર અને કુમારિકા નવદંપતી રૂપે આજથી પતિ અને પત્ની, ગૃહસ્થી અને એક જુદા જ ઘરના માલીક અને વ્યવસ્થાપક બને છે. एकोऽहं बहुस्याम् । (હું એક છું, મને બહુરૂપ થવા દો) એ નિયમ કુટુંબને પણ એટલો જ લાગુ પડે છે. કુટુંબ એક જ હતું, દીકરા કે દીકરીનાં લગ્ન તેને વૃદ્ધિંગત બનાવે છે.

અર્વાચીન હિંદુ સમાજમાં સંયુક્ત કુટુંબના જે દોષો જોવામાં આવે છે તે નીચે પ્રમાણે છે:—

(૧) જુવાન છોકરાઓ પોતાની જવાબદારીઓ

સમજતા નથી. તેઓ પોતાના માબાપ ઉપર અતિશય અને ખૂબ લાંબા વખત સુધી બોજારૂપ રહે છે અને તેમની શક્તિઓ સંપૂર્ણ રીતે મજબૂત નથી. પરિણામે વ્યક્તિઓ કે તેમના કુટુંબોને જ નહિ પણ સમગ્ર રીતે આખી પ્રજાને ભારે નુકસાન થાય છે. અનુભવ ઉપરથી જોઈ શકાય છે કે માબાપ વગરનાં છોકરાં મોટે ભાગે વધારે મજબૂત બને છે.

( ૨ ) પુત્રો અને પૌત્રો માટે માબાપોને જે ચિંતા રહે છે તેથી તેમના પોતાના વિકાસ ઉપર ઘણી માઠી અસર થાય છે અને તેઓ અકાળે વૃદ્ધ બને છે.

( ૩ ) ઘર-કંકાસો તો આજકાલની ફેશન બની ગયા છે, અને તેમાંથી ગંભીર પરિણામો અને દરહાવાઓ ઉદ્ભવે છે અને ઘણી વાર તો છેવટે કુટુંબની પાયમાલી થાય છે.

( ૪ ) કુટુંબની વૃદ્ધિ અટકી પડે છે અને પ્રજામાં ચારિત્રની સ્વતંત્રતા કે સાહસિક ઇચ્છાશક્તિ ખીલી શકતી નથી.

( ૫ ) સંયુક્ત કુટુંબની પ્રથા પ્રજાના સંખ્યાબળ ઉપર પણ વિરૂદ્ધ અસર કરે છે. જેવી રીતે નાના ઝાડને નજીક નજીક વાવવાથી પોષણની ખામીને કારણે કરમાઈ જાય છે તેવી જ રીતે ઘણા ભાઈઓ એક જ કુટુંબમાં સાથે રહેવાથી શક્તિહીન બને છે. કેટલાક

માણસોને સાત દીકરા હશે પણ કોઇને સાત દીકરાને ઘેર સાત સાત દીકરા નહીં હોય. નજીકના સહવાસને લીધે ફળદ્રુપતાનો નાશ થાય છે અને તેમ નહિ તો તે નિર્બળ બને છે. લોકો ઘણી વાર એમ કહે છે કે સંયુક્ત કુટુંબ એ વિધવાઓ અને અનાથ બાળકો માટે વિશ્રામનું સ્થાન છે, અને ઘરડાઓને માટે સગવડરૂપ છે ગ્રંથકારે અસંખ્ય કુટુંબોની બારીક તપાસ કરી, આ વિષય ઉપર-ની વિગતવાર આહિતીઓ એકત્ર કરી છે. ગ્રંથકારની આહિતી ઉપરથી તે કહી શકે છે કે આ વાત તદ્દન જૂઠી છે. વાચક વર્ગ જો પડદા પાછળ નજર નાખશે તો તેને જણાશે કે કહેવામાં આવે છે તેવી સ્થિતિ નથી. જે વિધવાઓ અને માબાપ વગરના બાળકો કમનસીબે સંયુક્ત કુટુંબના સભ્યો હોય છે તેઓ મોટે ભાગે ભારે દુ.ખ અસંતોષ વચ્ચે પોતાનું જીવન ગુજારે છે. સ્નેહના બંધ મજબૂત બનાવવાને બદલે સંયુક્ત કુટુંબમાં પ્રેમ ઓસરતો જાય છે. દરેક સભ્ય પોતાના હક્કનો જ વિચાર કરે છે અને ભાગ્યે જ પોતાની ફરજો સમજે છે.

મને તો એમ દેખાય છે કે ખેતી કે વ્યાપાર જેવા ધંધાઓમાં જ્યાં સંયુક્ત કુટુંબ આશીર્વાદરૂપ મનાય છે ત્યાં જો સંયુક્ત કુટુંબને બદલે સહકારી પ્રથા દાખલ કરવામાં આવે તો તેનાં વધારે સુંદર પરિણામો આવે. હું માનું છું કે અંગ્રેજોમાં સંયુક્ત કુટુંબની પ્રથા નથી અને તેથી જ તેઓ વધારે સાહસિક બને છે. તમને

નવાઈ લાગશે કે છેલ્લાં ચારસો વરસમાં તેઓની સંખ્યા ખૂબ વધી પડી છે અને ઓસ્ટ્રેલીઆ, આફ્રિકા, અમેરિકા અને બીજા દેશોમાં તેઓનો વિસ્તાર થયો છે. હિંદુઓને માટે હિંદ બહુ મોટો જણાય છે જ્યારે અંગ્રેજોને ઈંગ્લાંડ બહુ નાનો જણાય છે. હિંદની લાક્ષણિકતા વતનથી અળગા નહીં થવાની છે ઘરની એક તસુ જગ્યા માટે તે સગા ભાઈની સાથે તકરાર કરશે, પણ પરદેશ જવાની તેને દરકાર થશે નહિ આ પ્રાચીન આર્યોની નીતિથી ખરેખર વિરૂદ્ધ છે પ્રાચીન આર્યોનું તો એ સૂત્ર હતું કે तातस्य कूपोऽयमिति ब्रुवाणा क्षारं जल कापुरुषा पिबन्ति। "આ મારા બાપનો કુવો છે એમ કહીને તેનું ખારૂં પાણી પીએ તે ખરેખર બાયલા જ છે." જેઓ બહાદુર હોય છે તેઓ પોતાનો સ્વતંત્ર માર્ગ કાઢીને પોતાના જ પગ ઉપર ઊભે છે. એક જ કુટુંબની બે કે ત્રણ શાખાઓ જ્યારે એકબીજાની સમોવડી સ્થિતિમાં આવે છે અને સૌ પોતપોતાના પગ ઉપર ઉભતા થાય છે ત્યારે તેઓ એકબીજા માટે અભિમાન લેતા થાય છે, અને તેઓની વચ્ચે પ્રેમની એક અદૃશ્ય પણ ઘણી મજબૂત ગાંઠ બંધાય છે. સંયુક્ત કુટુંબ ત્રણ પગાની એક શરત જેવું છે, જેમાં કોઈ એક સભ્ય પોતાની સંપૂર્ણ શક્તિ પ્રમાણે આગળ વધી શકતો નથી અને તે રમત કોઈ ચોક્કસ હેતુ કે સિદ્ધિ માટે નહિ પણ માત્ર બીજાઓની ગમ્મત અને હાસ્ય માટે યોજાયલી હોય છે.

સંયુક્ત કુટુંબની પ્રથા ખરેખર પૌર્વાત્ય (પૂર્વ દેશની છે અને કેટલીક વાર સ્વદેશાભિમાનથી પ્રેરાઇને આપણે તેના પ્રત્યે પક્ષપાતની નજરથી જોઇએ છીએ. પરંતુ તે પ્રાચીન છે એમ હું માનતો નથી ઉપયોગી તો નથી જ. તેનાથી ઉત્પન્ન થતા ગેરલાભો સ્પષ્ટ છે. તે નાતજાતની પ્રથા જેવી જ છે અને જો તેને તોડવામાં આવે તો નાતજાતની પ્રથાને પણ નબળી પાડી શકાય. તેથી જ, આ બન્ને પ્રથાઓ જાય અને તેના બદલે વધારે બુદ્ધિયુક્ત સંસ્થાઓનો માર્ગ મોકળો બને એ જરૂરનું છે.

## પ્રકરણ ૧૩ મું

## શુદ્ધિની હીલચાલ

મહર્ષિ દયાનંદે અર્વાચીન હિંદુધર્મ ઉપર જો કોઈ મહાન ઉપકાર કર્યો હોય તો તે શુદ્ધિની હીલચાલ છે. મહર્ષિ દયાનંદના આગમન પહેલાં ખરેખરી શુદ્ધિ શું છે તે કોઈ હિંદુ જાણતો જ નહોતો. ઉંદરિયામાં જેમ અંદર જવાનું બારણું હોય પણ બહાર નીકળવાનો રસ્તો ન હોય તેમ ખરૂં કહીએ તો હિંદુ સમાજમાં બહાર જવાનું બારણું છે, અંદર જવાનું બારણું જ નથી. હિંદુઓએ પોતાની પડતીના દિવસોમાં પોતાની આસપાસ સામાજિક રિવાજો અને ધાર્મિક વહેમોની ઉંચી દિવાલો બાંધી લીધી હતી. એટલે દરેક હિંદુની એવી માન્યતા થઈ ગઈ કે આ દિવાલોની પાછળ આશરો લઈ પડ્યા રહેવામાં જ પોતાની સલામતી છે. બહારની સ્વતંત્ર હવા તેમને માટે બંધ થઈ એટલે સંસારમાં તેઓ પ્રગતિ કરી શક્યા જ નહિ. સમુદ્રપારની મુસાફરી કરવામાં ધાર્મિક પ્રતિબંધ ન હતો, પરદેશીનો સ્પર્શ અગર તેનો ખોરાક એ ધાર્મિક પાપ ગણાતું. હિંદુએ તો હિંદુસ્થાનની સંકુચિત ભૌગોલિક મર્યાદામાં જ રહેવાનું

અને હિંદુ સિવાયના બીજા કોઈનું પાણી પીવાનું નહિ અને ખોરાક ખાવાનો નહિ. તત્ત્વજ્ઞાનના, માનસશાસ્ત્રના કે ધર્મના સંબંધમાં ભલે તેવા વિચારો હોય, પરંતુ આચારમાં તે સંકુચિત ચીલાથી બહાર નીકળાય જ નહિ. તેનું પરિણામ તો એટલું જ હતું. પરદેશોમાં તો હિંદુ ધર્મના સંબંધમાં ઘણા જ અવળા અર્થ કરવામાં આવ્યા. ત્યાં જઈ તેઓને ખરી વાત કોણ સમજાવે ? ખ્રિસ્તી પાદરીઓએ તો હિંદુઓ ઘણા જ જંગલી છે, તેમને કોઈ ધર્મ નથી, સંસ્કૃતિ નથી અને કોઈ એક ભાષા પણ નથી એવું ચિત્ર રજુ કર્યું. હાલ પણ અમેરિકામાં અને બીજા દેશોમાં એવા લોકો પડ્યા છે કે જેઓ હિંદીઓ વિષે એવા જ વિચારો ધરાવે છે. જ્યારે જૈમિની મહેતા દક્ષિણ અમેરિકામાં ગયા હતા ત્યારે સભામાં એક ખ્રિસ્તીએ તેમને કહ્યું કે–" મહેતાજી, હિંદીઓ તો બધા નાગા જ રહે છે, એમ મેં સાંભળ્યું છે, તમે તો સ્ટીમરમાં બેઠા પછી કપડાં પહેરતા શીખ્યા હશો. "

પોતાના જ વતનમાં હિંદુઓ કદી સલામત રહ્યા નથી. મુસલમાનોએ સહેજે હિંદુઓને વટલાવ્યા. હાલ પણ લાખો હિંદુઓ એવા છે કે જેણે હિંદુ ધર્મને, હિંદુ આંન્પતાંને કે હિંદુ રિવાજોને પણ તજ્યા નથી. છતાં તેઓને મુસલમાન કે નવા મુસલમાનો કહેવાય છે. શા માટે ? શું તેમને ઇસ્લામ ધર્મ પ્રત્યે પ્રેમ છે ? ઈસ્લામ શું ચીજ છે એ જાણવાની પણ તમણે દરકાર નહિ રાખી હોય. તેઓનો વાંક ફક્ત એટલો જ કે હાર પામ્યા

પછીના વખતમાં કે લાચાર બન્યા પછી તેમણે તેમના મુસ્લીમ વિજેતાઓ સાથે ખાધું પીધું કે ખાવાપીવાની ફરજ પડી. બસ, હિંદુઓના વાડામાંથી તેઓને કાઢી મૂકવામાં આવ્યા, અને જ્યારે આવા લોકોના સામાજિક હક્કોનો ઈન્કાર કરવામાં આવ્યો અગર તેઓના જ આસજનોએ તેમનો તિરસ્કાર કર્યો ત્યારે તેઓ ખુલ્લી રીતે ઈસ્લામનો અંગીકાર ન કરે તો બીજે જાય ક્યાં ! આ નવા મુસ્લીમોમાંથી ઘણાએ આજીજી કરી માફી માગી, પોતાના પૂર્વજોના ધર્મમાં આવવા દેવા માટે સખતમાં સખત તપશ્ચર્યા કે પ્રાયશ્ચિત કરવાની તૈયારી બતાવી તોપણ એવા ઉડાઉ દીકરાનો કોઈ પશ્ચાતાપ પાષાણ હૃદયવાળા પિતાનો પ્રેમ જાગૃત કરવા શક્તિવાન થયો નહિ.

હિંદુધર્મનો ઈતિહાસ બહુ કરૂણાજનક છે સંસારની સપાટી ઉપરના કોઈ બીજા સમાજે આટલી સહેલાઈથી પોતાના સભ્યો કદી ગુમાવ્યા નથી. દક્ષિણ હિંદુસ્તાનમાં ખ્રિસ્તી પાદરીઓએ જઈને ગામના કુવાઓમાં માત્ર પોતાના રોટલાના ટુકડાઓ ફેંકી દઈ અને આવા અભડાયેલા કુવાઓનું પાણી પીવાથી ગામના બધા લોકો વટલાઈ ગયા છે અને હવે ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કર્યા સિવાય તેમનો કોઈ આરો નથી એમ બીજે દિવસે જાહેર કરીને ગામનાં ગામોને તેમણે હિંદુમાંથી ખ્રિસ્તી બનાવ્યાં. બિચારા ગામડીઆઓ ખૂબ રડે અને નિર્દોષ છીએ એમ કહે તો પણ તે સઘળું ફોગટ. પરંતુ તેમના જ પંડિતો કહે કે જાઓ, તમને હિંદુધર્મમાં ફરીથી

દાખલ કરી શકાય જ નહિ. હિંદુ ધર્મનું સાદું સૂત્ર એક જ હતું, 'ગયો તે ગયો જ.' અને હિંદુ ધર્મમાં બીજી કોઈ નબળાઈઓ ન હોત તો પણ આ એક જ નબળાઈ તેના ભાવિ ઉપર કલંકની મહોર મારી, દુનિયાની સપાટી ઉપરથી તેનું નિકંદન કાઢવા બસ હતી

પરંતુ હજી હિંદુ ધર્મનું ભાવિ ઉજ્જ્વળ છે જે સમાજમાં મહર્ષિ દયાનંદ જેવા પુરુષો પાકી શકે છે તે સમાજના જીવનનો પટ્ટો ખરેખર ઘણો લાંબો છે મહર્ષિ દયાનંદે ઉપદેશ કર્યો કે વૈદિક સંસ્કૃતિ એ કોઈ ચોક્કસ અધિકારી વર્ગનો ઇજારો નથી જન્મ, દેશ કે જાતિના ભેદભાવ વગર દરેક મનુષ્યને વૈદિક જ્ઞાનનો પ્રકાશ મેળવવાનો હક્ક છે અને વૈદિક ધર્મમાં જન્મના પાયા ઉપર રચાયેલી નાતજાત નહિ હોવાથી કોઈ માણસને જ્ઞાતિ બહાર મૂકવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. માત્ર નિષેધ કરેલી વસ્તુઓના કે નિષેધ કરેલી જગાએ ખાનપાન કરવાથી પાપ લાગે; પરંતુ તે કોઇ રીતે એવા પ્રકારનું પાપ નથી કે જેથી એ પાપ કરનાર સદાને માટે ગુનેગાર જ રહે મનુસ્મૃતિ અને બીજાં શાસ્ત્રો અને પવિત્ર ગ્રંથોમાં જુદા જુદા દોષો, અપરાધો કે પાપોની શિક્ષાં કે પ્રાયશ્ચિત્તો બતાવેલાં છે અને તે પણ તેવી ભૂલચૂકોના પ્રમાણસર જ છે નાના કે મોટા કોઈ પાપને માટે કાયમની હદપારી કરવી એ કોઇ રીતે વાસ્તવિક શિક્ષા નથી. આ વાત મધ્યકાલીન પંડિતો ભૂલી ગયા હતા. તેમણે તો આંખો મીંચીને બધાને એકજ સિદ્ધાંત લાગુ

કર્યાં અને તેમણે જે જે ઠરાવો આપ્યા, તેને અજ્ઞાન લોકોએ આંખો મીંચીને સ્વીકારી લીધા. હિંદુ પંડિતોની આ નબળાઈને મુસ્લીમ રાજ્યકર્તાઓએ ઘણીવાર ઉત્તેજન આપ્યું અને તેનો ઘણો લાભ પણ ઉઠાવ્યો. તેઓના મૌલવીઓ તાલીમ લઈ ને ધર્માંધ પ્રચારકો બન્યા હતા. એક જ માણસને મુસલમાન બનાવવાથી મુક્તિ મળે છે એમ તેઓ માનતા. વટલાવવાની રીતોનો કોઇ હિસાબ નહોતો. ખુદા પરિણામથી જ અને કેટલાકને વટલાવ્યા તેનાથી રાજી થાય છે. તેઓની તો આ કાયમી માન્યતા છે અને તે જ પ્રમાણે તેઓ ચાલવાના. આ મૌલવીઓ હંમેશાં કોઇ ને કોઈ હિંદુ નાનીસુની ભૂલ કરતો હોય તેને જોતા રહેતા અને કોઈ નાની ભૂલ થઈ કે તરત જ વીજળી વેગે તેનો પ્રચાર કરી મૂકતા અને ભૂલ કરનાર બિચારા માણસનું આવી બનતું. આવા મૌલવીઓ સોદાગર પંડિતોનો આશરો લેતા તેના દાખલાઓ પણ આપણને મળી આવે છે. ઘણા જ ધર્મચુસ્ત, ઘણા સદ્‌ગુણી અને પોતાની સામાજિક કે ખાનપાનાદિની પવિત્રતા માટે ઘણા જ ચુસ્ત હોવાથી આવા પડિતોને એવો ખ્યાલ જ ન રહ્યો કે આપણી આવી સંકુચિત ધાર્મિકતાના કારણે આપણે આપણી જાતિના દુર્ગમાં એક મોટું છિદ્ર પાડી રહ્યા છીએ અને પરિણામે આપણા ધર્મ, ભક્તિ કે પવિત્રતાનો સંપૂર્ણ નાશ અને સમગ્ર ઉચ્છેદ કરી રહ્યા છીએ રાષ્ટ્રીય હેતુનો દ્રોહ એ પાપ મનાતું નહોતું. એટલે જ આ મૌલવીઓ તેમને મોઢેથી

જેવાં ફરમાન કઢાવવાં હોય તેવાં ફરમાન આપવાને હંમેશાં તૈયાર રહેતા આ રીતે મુસ્લીમ મોલવીઓ અને હિંદુ પંડિતો–અલબત, જુદા જુદા હેતુઓથી ભેગા થઈ કામ કરવા લાગ્યા અને હિંદુના વાડામાંથી લોકોને ઈસ્લામ તરફ ધકેલવા લાગ્યા.

મહાન શિવાજી જેવા કોઈ રાજકીય દૃષ્ટિવાળા વિચારકોએ અગાઉ આ દોષ નિહાળ્યો હતો ખરો. એમ કહેવાય છે કે તેમના ઉપદેશથી કેટલાક મુસલમાનોએ તેમના સમયમાં પણ હિંદુધર્મનો અંગીકાર કર્યો હતો ( બાજાજી નિંબલકર અને હેતાજી પાલકર એ બે જાણીતાં દૃષ્ટાંતો છે. ) રામાનંદ નામના એક સ્વામીએ પણ કેટલાકને હિંદુ ધર્મમાં આણ્યા હતા. પરંતુ આ તો માત્ર અપવાદરૂપ છે અને લોકોના જાણવામાં પણ આવેલ નથી તેમજ તેને ક્રિયાત્મક રૂપે ગણાવી શકાય નહિ, આ પ્રશ્નનો પ્રથમ નિશ્ચયાત્મક વિચાર કોઈએ કર્યો હોય તો તે મહર્ષિં દયાનંદ હતા. તેમણે બે વસ્તુઓ બતાવી. સૌથી પ્રથમ તો જેમ સૂર્ય એ ઈશ્વરનો પ્રકાશ છે તેમ વેદ પણ ઈશ્વરી પ્રકાશ છે. જેમ સૂર્યનો લાભ લેવાનો પ્રાણી માત્રને અધિકાર છે તેવી જ રીતે વૈદિક જ્ઞાનનો લાભ મેળવવાનો દરેક વ્યક્તિને અધિકાર છે. બીજી વાત તો એ કે સૂર્યના પ્રકાશનો કે વૈદિક પ્રકાશનો લાભ પોતાના બીજા ભાઈ઼ઓ પાસેથી છીનવી લેવાનો પણ કોઈને અધિકાર નથી. આ દૃષ્ટિએ હિંદુઓ મહાન અપરાધી બન્યા હતા. કારણકે આજ સુધી વૈદિક પ્રકાશનો ઉપયોગ તેઓ કોઈને લેવા

હતા જ નહોતા તમે કોઈના ગજવામાંથી રૂપિયો લઈ લો તો તમે તેને લૂટો છો, તમે તેના પ્રાણ લઈ લો તો તમે તેનું 'ખૂન' કરો છો, પરંતુ જો તમે તેને કહો કે, 'વૈદિક જ્ઞાન તારા માટે સરજાયું નથી,' તો તમે તેને રાષ્ટ્રીય રીતે તેમ જ આધ્યાત્મિક રીતે લૂંટો છો અને તેનું ખૂન કરો છો. એથી તેની આધ્યાત્મિક પ્રગતિ રૂંધાઇ જવાથી તેને વ્યક્તિગત રીતે આધ્યાત્મિક નુકસાન થાય છે. પરંતુ, કોઇ વ્યક્તિ રાષ્ટ્રને અમુક અંશે પણ ઉપયોગી થઇ શકે તેની સેવાઓનો લાભ નહિ મળી શકવાથી સમસ્ત રાષ્ટ્રને પણ આથી નુકસાન થાય છે. આજના જમાનામાં જ્યારે કોઈ એક કોમ કે જાતિના રાજકીય હક્કો નક્કી કરવા માટે તેની સંખ્યાનું બળ ધ્યાનમાં લેવામાં આવે છે અને જ્યારે એક જાતિના સામાજિક અને આર્થિક હક્કોનું રક્ષણ રાજકીય હક્કો મેળવ્યા વગર થઈ શકે તેવું નથી, તે જમાનામાં આવી જબ્બર રાષ્ટ્રીય ખોટનો કોણ ઈન્કાર કરી શકે? 'જેની લાકડી તેની ભેંસ' એ સાદો સિદ્ધાંત છે

હા, એટલે જ મહર્ષિ દયાનંદે નાતજાત, જન્મ, રાષ્ટ્રીયતા કે બીજા કશાનો ભેદભાવ નહીં રાખવાનો અને વેદધર્મના દરવાજા સૌને માટે ખુલ્લા મુકી દેવાનો પોતાના અનુયાયીઓને ઉપદેશ આપ્યો. મહર્ષિ દયાનંદે જાતે એક મુસ્લીમને હિંદુ બનાવ્યો હતો તેમના અવસાન પછી તેમના અનુયાયીઓએ આ કામ ઉપાડી લીધું. પણ તેમના માર્ગમાં બે અંતરાયો હતા. પહેલાં તો મુસ્લીમોને કે

ખ્રિસ્તીઓને વેદધર્મની સચ્ચાઈની ખાત્રી કરાવી આપવાનું કામ સહેલું નહોતું. કઈ રીતે તેઓની પાસે જવું ! બીજું જે સૌથી કઠિન હતું તે એ કે હિંદુઓ પોતે જ આવા પ્રચારકાર્યથી સખત વિરૂદ્ધ હતા. શુદ્ધિની ખાતર આર્યસમાજીઓને અકથ્ય યાતનાઓ સહન કરવી પડી છે. કોઈ વ્યક્તિની શુદ્ધિમાં જેણે ભાગ લીધો હોય કે તેના હાથમાંથી પાણીનો પ્યાલો કે મીઠાઈ પણ લીધી હોય તેને કુટુંબની બહાર મુકવામાં આવતો. જાહેર કુવામાંથી તેને પાણી ભરવા દેવામાં ન આવતું અને હલકા નોકરો પણ તેનો બહિષ્કાર કરતા. શુદ્ધિની બાબતમાં આર્યસમાજીઓને જે ભારેમાં ભારે ઝઘડાનો સામનો કરવો પડ્યો તે ઝઘડો મુસ્લીમો સાથે નહોતો, પણ પોતાના જ માણસો—હિંદુ પંડિતો અને તેના શ્રદ્ધાળુઓ—ની સાથે હતો. મહર્ષિ દયાનંદ પછી, આ વિષયનો સૌથી ઉત્સાહી કાર્યકર જો કોઈ હોય તો તે પંડિત લેખરામ હતા તેઓ એક મુખ્ય સૈનિક અને પથદર્શક હતા. અને તેમણે જે જીત મેળવી તેથી મુસ્લીમ સમાજમાં એટલી બધી ધમાલ મચી પડી કે ૬ ઠ્ઠી માર્ચ ૧૮૯૭ને દિવસે લાહોર મુકામે, 'મારે હિંદુ થવું છે,' એમ કહી એક ધૂર્ત મુસ્લીમે આવી તેમની છાતીમાં છરી ભોંકી તેમના જીવનનો અંત આણ્યો. પં લેખરામની શહીદી આર્યસમાજના ઇતિહાસમાં એક ઘણા અગત્યના બનાવ તરીકે સદા યાદ રહેશે. ઇતિહાસનું પાનું ત્યારથી ફર્યું. ત્યારથી જ જોકે મુસ્લીમ ઝનૂન વધ્યું છે તોપણ હિંદુઓનો દૃષ્ટિકોણ ઘણો બદલાયો

છે. ૧૮૯૭ માં જે સ્થિતિ હતી અને આજે જે પ્રવર્તે છે તેની સરખામણી કરો તો તમને ઘણો મહત્ત્વનો ફેર જણાશે તે વખતે કોઈ મુસ્લીમ કે ગેરહિંદુને હિંદુ બનાવવામાં આવે તે ભાગ્યે જ કોઈ હિંદુ સહન કરી શકતો આજે કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને કલકત્તાથી કચ્છ સુધી તમને એક્કે એવો હિંદુ નહીં મળે જે ખુલ્લી રીતે 'શુદ્ધિ'નો સામનો કરવાની હિંમત કરે બે અગત્યનાં તત્ત્વો આ માટે જવાબદાર છે પહેલું તો, સ્વામી શ્રદ્ધાનંદ, લાલા લજપતરાય, પં. ભોજદત્ત, આર્યમુસાફર અને બીજા અનેક કાર્યકરો કે જેની નામાવલિ અમે અહીં રજૂ કરી શકતા નથી, તેમનું મંક્કમ અને સચ્ચોટ કાર્ય બીજું, રાજકીય ખટપટના યુગમાં હિંદના મુસલમાનો આગ્રહપૂર્વક જે ઝનુન અને માનસિક સંકુચિતતા બતાવી રહ્યા છે તે ૧૯૨૧ માં મલબારમાં મોપલાઓનાં જે તોફાનો થયાં અને આપણી સ્મૃતિ બહાર ગયા નથી એવા બીજા નાનાંમોટા તોફાનો જેમાં મુસ્લીમોએ પરાણે હિંદુઓને વટલાવ્યા છે તેથી હિંદુઓની હવે આંખ ઉઘડી છે, અને તેઓને પણ લાગવા માંડયું છે કે બીજી ધાર્મિક બાબતોમાં આપણા રૂઢીચુસ્ત પંડિતોનો ગમે તે મત હોય તો પણ, શુદ્ધિની બાબતમાં તો આર્યસમાજનો મત એ જ ખરો મત છે ચાળીસ વર્ષ પહેલાં તો આર્યસમાજીઓ હિંદુ ધર્મમાં મહાન આભડછેટ લાવનાર તરીકે ગણાતા હતા, કારણ કે તેમના મત પ્રમાણે તેઓ બહારથી ઉચ્છિષ્ટ વસ્તુને હિંદુ ધર્મમાં લાવી તેની

પવિત્રતાને અભડાવતા હતા. આજે તો આર્યસમાજી હિંદુ ધર્મના મહાન રક્ષક ગણાય છે. મહર્ષિ દયાનંદનો આ મહાન વિજય છે અને હિંદુ ધર્મનો તો તે કરતાં પણ મહાન વિજય છે. કારણ કે સૈકાઓની નિદ્રા પછી હિંદુ ધર્મ જાગ્રત થયો છે અને જગતના સમરાંગણમાં તે એક માનપ્રદ મોરચો ખડો કરવાને શક્તિમાન થયો છે.

'શુદ્ધિ' શબ્દનો અર્થ છે. મહર્ષિ દયાનંદ પહેલાંના લોકો એમ માનતા હતા કે મુસ્લીમો, મ્લેચ્છ છે—આંતરિક રીતે અપવિત્ર, જન્મથી અપવિત્ર છે—એટલા બધા કે આ જન્મમાં તો કોઈ રીતે તેમને શુદ્ધ બનાવી શકાય નહિ ત્યારથી એક કહેવત પડી ગઈ છે કે, 'ગધેડી ગંગાજીના પાણીમાં નાહવાથી પવિત્ર થઈ ગાય બની શકે નહિ.' મહર્ષિ દયાનંદે શીખવ્યું કે સર્વ મનુષ્યો માનવ છે, આંતરિક રીતે સમાન છે. શુદ્ધ ન થઈ શકે એવા કોઇ અધમ નથી અને વેદનો ઉપદેશ એક એવો અસરકારક સાબુ છે કે તેનાથી સૌનાં પાપ ધોઇ શકાય છે. તેમણે એમ પણ બતાવ્યું કે મ્લેચ્છ, યવન કે એવા બીજા શબ્દો જે બીજાઓના તિરસ્કાર રૂપે વપરાય છે તેનો ઉપયોગ એકદમ બંધ થવો જોઇએ, કારણકે તેવા શબ્દો સંકુચિત કોમીવાદ વધારે છે. મૂળ તો ગ્રીકને યવન કહેતા અને જેના સંસ્કૃત શબ્દોના ઉચ્ચાર અશુદ્ધ હોય તેને 'મ્લેચ્છ' કહેતા. પરંતુ જેમ જેમ વખત બદલાતો ગયો તેમ તેમ એકબીજાની દુશ્મનીના કારણથી આ શબ્દોના અર્થ ખરાબ થતા ગયા. મહર્ષિ દયાનંદે એક વધારે અગત્યની ભૂલ પણ સુધારી. તેમણે કહ્યું છે કે હિંદના મુસ્લીમોને વિદેશી કે પરદેશી ગણવા ન જોઇએ. તેઓ હાલના હિંદુઓના જેવા જ ખરેખરા હિંદુ પૂર્વજોના સંતાનો છે અને તેથી જ તેઓ આપણા ભાઈઓ છે. હિંદુઓની માન્યતાના આ ફેરફારનો યશ સોએ સો ટકા મહર્ષિ દયાનંદને ફાળે જાય છે, અને એ કારણથી મુસ્લી-

પવિત્રતાને અભડાવતા હતા. આજે તો આર્યસમાજી હિંદુ ધર્મના મહાન રક્ષક ગણાય છે. મહર્ષિ દયાનંદનો આ મહાન વિજય છે અને હિંદુ ધર્મનો તો તે કરતાં પણ મહાન વિજય છે. કારણ કે સૈકાઓની નિદ્રા પછી હિંદુ ધર્મ જાગ્રત થયો છે અને જગતના સમરાંગણમાં તે એક માનપ્રદ મોરચો ખડો કરવાને શક્તિમાન થયો છે.

એક બીજો અગત્યનો વિષય પણ છે. અને તેની સમીક્ષા અહીં કર્યા વગર અમે રહી શકતા નથી. તે મુસ્લીમોના દૃષ્ટિબિંદુથી છે. તેમણે શુદ્ધિની સામે એક મહાન વંટોળ ઊભો કર્યો છે અને તેઓ મહર્ષિ દયાનંદને અને તેના અનુયાયીઓને જેમ ફાવે તેમ ગાળો ભાંડે છે. સૌથી પ્રથમ, તેઓ ભૂલી જાય છે કે જો બીજા કોઈના વાડામાંથી કોઈ માણસને લઇ જઇ તેનું ધર્માંતર કરાવવું એ જો પાપ હોય તો તેઓ સદાય મહાન અપરાધી બનતા આવ્યા છે અને આજે પણ છે, અને બીજું તેમને એટલો પણ વિચાર આવતો નથી કે મુસલમાનમાંથી હિંદુ બનવાનો જે અધિકાર આજ સુધી તેમને ભોગવવા દેવામાં આવતો નહોતો તેવો હક્ક શુદ્ધિની હીલચાલથી મળી જાય છે. પરાણે વટલાવવાની વાત એક ક્ષણભર કોઈ કબૂલ નહિ રાખે શુદ્ધિની હીલચાલ પણ તેને સંમતિ આપતી નથી. વ્યક્તિગત અંતરાત્માને દરેકે માન આપવું જોઇએ. જેઓ ખરેખરી સમજણથી ધર્માંતર કરવા માગતો હોય તેમની જ શુદ્ધિ થઇ શકે એ.

'શુદ્ધિ' શબ્દનો અર્થ છે. મહર્ષિ દયાનંદ પહેલાંના લોકો એમ માનતા હતા કે મુસ્લીમો, મ્લેચ્છ છે—આંતરિક રીતે અપવિત્ર, જન્મથી અપવિત્ર છે—એટલા બધા કે આ જન્મમાં તો કોઈ રીતે તેમને શુદ્ધ બનાવી શકાય નહિ ત્યારથી એક કહેવત પડી ગઇ છે કે, 'ગધેડી ગંગાજીના પાણીમાં નાહવાથી પવિત્ર થઈ ગાય બની શકે નહિ ' મહર્ષિ દયાનંદે શીખવ્યું કે સર્વ મનુષ્યો માનવ છે, આંતરિક રીતે સમાન છે. શુદ્ધ ન થઈ શકે એવો કોઇ અધમ નથી અને વેદનો ઉપદેશ એક એવો અસરકારક સાબુ છે કે તેનાથી સૌનાં પાપ ધોઇ શકાય છે. તેમણે એમ પણ બતાવ્યું કે મ્લેચ્છ, યવન કે એવા બીજા શબ્દો જે બીજાઓના તિરસ્કાર રૂપે વપરાય છે તેનો ઉપયોગ એકદમ બંધ થવો જોઇએ, કારણકે તેવા શબ્દો સંકુચિત કોમીવાદ વધારે છે મૂળ તો ગ્રીકને યવન કહેતા અને જેના સંસ્કૃત શબ્દોના ઉચ્ચાર અશુદ્ધ હોય તેને 'મ્લેચ્છ' કહેતા. પરંતુ જેમ જેમ વખત બદલાતો ગયો તેમ તેમ એકબીજાની દુશ્મનીના કારણથી આ શબ્દોના અર્થ ખરાબ થતા ગયા. મહર્ષિ દયાનંદે એક વધારે અગત્યની ભૂલ પણ સુધારી. તેમણે કહ્યું છે કે હિંદના મુસ્લીમોને વિદેશી કે પરદેશી ગણવા ન જોઇએ. તેઓ હાલના હિંદુઓના જેવા જ ખરેખરા હિંદુ પૂર્વજોના સંતાનો છે અને તેથી જ તેઓ આપણા ભાઈઓ છે. હિંદુઓની માન્યતાના આ ફેરફારનો યશ સોએ સો ટકા મહર્ષિ દયાનંદને ફાળે જાય છે, અને એ કારણથી મુસ્લી-

મીઓ તેઓનો આભાર માનવો જોઈએ અત્યારે તો તેમને આ વસ્તુ કદાચ નહીં સમજાય. સાંકડા સ્વાર્થથી દોરવાઈ જઈને તેઓ પોતાના રાજકીય ઉદ્ધાર માટે ઈરાન, અરબસ્તાન અને તુર્કી તરફ નજર રાખે છે પરંતુ મને ખાત્રી છે કે તેમાંથી પણ કોઈ મહાન પુરુષો જાગશે અને પરિણામે એક દિવસ તેમના માનસમાં પલટો આવશે, અને જેમ હિંદુઓની આંખ ઉઘડી છે તેમ કોઈ રાજ્ય-ક્રાંતિ તેમની આંખ ઉઘાડશે, પ્રશ્ન ફક્ત સમયનો છે.

# પ્રકરણ ૧૪ મું

## હિંદી ભાષા

ભાષાનો પ્રશ્ન એ સૌથી મહત્ત્વનો પ્રશ્ન છે. કોઈ પણ પ્રજાના અભ્યુદયની સાથે તેને નિકટનો સંબંધ છે. પ્રજાની ભાષા એ કોઈ ઉપવસ્ત્ર જેવી વસ્તુ નથી કે તેને મરજી પ્રમાણે બદલી શકાય. જેમ જન્મની સાથે ત્વચાનો જન્મ થાય છે અને શરીરના વિકાસ સાથે તેનો વિકાસ થાય છે તે જ પ્રમાણે ભાષાનું પણ સમજવું. વળી ત્વચા એ માત્ર બહારનું ઢાંકણ નથી; ટાઢતડકાના કે બીજાં નુકસાન કે ઇજાઓના હુમલાઓ સામે તે માત્ર શરીરનું રક્ષણ કરે છે એટલું જ નથી, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે શરીરના અંતર્ગત વિભાગો સાથે તેનો સંબંધ છે અને તેને તે વિભાગોના વિકાસમાં તે મદદ કરે છે. ભાષાનો વિકાસ એ તે ભાષા બોલનારી પ્રજાનો વિકાસ છે. પ્રજાની વિચારશ્રેણી વ્યક્તિગત કે સમૂહગત રીતે જે યુગોમાંથી આગળ વધી હોય તે બધા યુગોના ઇતિહાસનું નિવાસસ્થાન એ તેની ભાષા છે. શબ્દો, વાક્યો, ઉપવાક્યો અને પ્રત્યયો અને ઉપસર્ગો એ ખરું કહીએ તો પ્રજાની ભૂતકાલીન પ્રવૃત્તિઓના અહેવાલનું રક્ષણ કરનાર એક દફતર જેવા

છે. રિવાજ અને રીતભાત, ટેવો અને ખાસિયતો, માન્યતાઓ અને વહેમો, ધ્યેય અને મહત્ત્વાકાંક્ષાઓ, સિદ્ધિઓ અને નિષ્ફળતાઓ-જે સર્વથી આપણો ભૂતકાળ બન્યો હોય છે અને જે આપણું ભાવિ ઘડવામાં સહાયરૂપ બને છે-તે સર્વને ભાષામાં અંકિત થએલાં આપણે જોઈએ છીએ. માના ધાવણની સાથે માનવી ભાષાજ્ઞાન પીવા લાગે છે અને મરણની ઘડી લગી પીધા કરે છે એટલે સુધી કે તે પિપાસા કદી ઓછી થતી નથી. એટલા જ માટે કાર્લાઈલે કહ્યુ છે કે બ્રિટીશ સામ્રાજ્યના મુલકો જતા હોય તો ભલે જાય પરંતુ શેકસપીઅર કે મિલ્ટનનું સાહિત્ય ગુમાવવાનું મને ન પાલવે.

ભાષાનો પ્રશ્ન એટલો બધો અગત્યનો હોવાથી, સ્વભાવિક રીતે જ મહર્ષિ દયાનંદે તે વિષય સંબંધમાં શ્રેષ્ઠ વિચારસરણી રજૂ કરી છે. તેમણે જોયું કે બીજી બાબતોની પેઠે ભાષાના સંબંધમાં પણ હિંદુઓમાં ઘણો મતમતાંતર છે. બાઈબલમાં એક વાત છે કે માણસોને બેબીલોનનો મિનારો ચણતાં રોકવા માટે ઈશ્વરે ઈર્ષ્યાથી પ્રેરાઈને તેઓની વચ્ચે અનેક ભાષાઓ ફેંકી હતી એ દંતકથા હિંદુજાતિને અક્ષરશઃ લાગુ પડે છે. કયા ઈર્ષાળુ દેવે કયારે અને કેવી રીતે હિંદુસ્થાનમાં આવી, ભાષાઓમાં ભંગાણુ પાડયું અને રાષ્ટ્રીય મિનારાનું ચણતર ભયમાં નાખ્યું તે ઈશ્વર જાણે છે. હિંદુઓને ફરી એકત્ર કરવા માટે હિંદભરમાં એક જ ભાષા બોલાતી અને

સમજાતી થાય એ જરૂરનું હતું. અંગ્રેજોએ હિંદનો કબજો લીધો ત્યારે આવી અગત્ય તેમને જણાઇ હતી. સેંકડો ભાષા બોલનારા દેશ ઉપર રાજ્ય ચલાવવું એ ભારે કામ હતું અને તેથી જ તેમણે શોધી કાઢ્યું કે સર્વ પરસ્પર અથડાતાં તત્ત્વોનો સુમેળ સાધવા માટે તેમજ અયોગ્ય સ્પર્ધાનો પ્રતિકાર કરવા માટે લોકોને અંગ્રેજી ભાષાનો લાભ આપવો જોઇએ. એ તેમને માટે સરળ તેમજ સ્વાભાવિક હતું. તેમની પોતાની ભાષા અંગ્રેજી હતી. તેઓ તે જાણતા હોવાથી તેમને શીખવા જવી પડે તેમ નહતું. અધુરામાં પુરૂં તે રાજભાષા હોવાથી તેના ઉપર કુદરતી મોહ થાય જ, જેવો વિચાર થયો તેવો જ તેનો અમલ થયો અંગ્રેજી નિશાળો ખુલી, અને તે નિશાળો રૂપી કારખાનાંઓમાંથી ઘડાઇને અંગ્રેજી કારકુનો નીકળવા માંડ્યા, અને છેવટે સરકારી કચેરીઓ ચીકાર થઈ. આથી સરકારનું કામ સરળ બન્યું. કોઇપણ જાતની તૈયારી વગરના ઈંગ્લાંડથી તાજા આવતા ગોરા સાહેબોએ કામ ઉપાડી લીધું. રાજ્યવહીવટનું સંચાકામ શાંતિથી ચાલવા લાગ્યું. પરિણામે એકીકરણ પણ થયું. તામિલ કે તેલુગુ બોલનાર મદ્રાસી અમલદાર અંગ્રેજી ભાષા દ્વારા સીમલામાં સરળતાથી કામ કરી શકે

પરંતુ અત્રે યાદ રાખવું જોઈએ કે અંગ્રેજી ભાષા એક વિલાયતી વસ્ત્ર જ છે અને ત્વચા તરીકે તેનો ઉપયોગ થઈ શકે નહિ ગમે તેટલી સુંદર, ગમે તેટલી ઝળકતી,

કોઈ વખતે ગમે તેવી રક્ષક હોવા છતાં પણ, ગમે તેમ તોપણ તે માત્ર ખારનાં ઢાંકણુ જેવી જ હતી. રૂવાંટીવાળા ચામડાનો કોટ ઠંડીથી આપણને બચાવે ખરો. પણ ઘેટાંના શરીર ઉપર તે જ ચામડું જે ક્રિયાઓ અને ઉપ-ક્રિયાઓ કરે છે તેવું કામ કદી આપી શકતું નથી. છેલ્લાં દોઢસો વર્ષનો અને ખાસ કરીને મેકોલેથી માંડીને આજસુધીના સમયનો આપણા શિક્ષણનો ઈતિહાસ તમે બારીકીથી તપાસશો તો જણાશે કે અંગ્રેજી ભાષાએ આપણા ઉપર જે ઉપકાર કર્યો છે અને ભવિષ્માં કરશે, તે છતાંયે રૂવાંટીવાળા ચામડાના કોટ કરતાં તેની જરાયે વધારે કિંમત નથી. અંગ્રેજી ભાષા મેળવવા માટે આપણે ખૂબ ધન અને શક્તિનો વ્યય કર્યો છતાંય સંસારની સપાટી ઉપરની બધી પ્રજાઓથી આપણે સૌથી વધારે અભણ રહ્યા છીએ. આપણા સ્ત્રીપુરુષોમાંથી એક ટકાની પ્રજા પણ અંગ્રેજી જાણતી નથી. અને મજા તો એ છે કે આપણી રાષ્ટ્રીય ભાષા ગૂંગળાઈ ગઈ. આપણે આ રૂવાંટી-વાળા ચામડાના કોટનાં નકામાં વખાણ કરીએ છીએ અને એ કોટ નીચેની આપણી ચામડી કરમાવા લાગી છે.

મહર્ષિ દયાનંદે આ પરિસ્થિતિને એક દષ્ટાની અદાથી નિહાળી. બીજાઓ ન જોઇ શકયા તે તેમણે જોયું. અંગ્રેજી શિક્ષણનો ચળકાટ જોઇને તેમને સૂગ ચડી. જો હિંદુ સંગઠનને ફરી પ્રાપ્ત કરવું જ હોય તો એક ભાષા હોવાની ઘણી જ જરૂર છે એમ તેમને લાગ્યું.

આ પ્રશ્ન કોઇ રીતે સહેલો નહોતો. હિંદ મહાન દેશ છે તેમાં અનેક ઈલાકાઓ અને પ્રાંતો છે, કે જેની દરેકની ભાષાઓ પણ જુદી જુદી છે. કઇ ભાષા પસંદ કરવી અને કઈ ભાષા પસંદ ન કરવી! બંગાળી લોકો બંગાળી ભાષા છોડે નહિ. શા માટે છોડે? એમાં દેશાભિમાન ન હણાય? શું સ્વમાનવાળા મરાઠાઓ મરાઠી વગર ચલાવે? તે કેમ બને? ત્યારે શું ગુજરાતીઓ પોતાની ભાષા છોડે? અશક્ય, આ અણઉકેલ ગૂંચ કેમ ઉકેલવી? જેટલી તે ભયંકર હતી તેટલી જ તેની તાત્કાલિક જરૂર હતી અને જોવાની મજા એ છે કે બંગાળીનું દેશાભિમાન, મરાઠાનું સ્વમાન અને ગુજરાતીનું ચાતુર્ય એ બધાં અંગ્રેજી આગળ લાચાર બન્યાં, ત્યારે હિંદની એક ભાષાની પસંદગી માટે એક નાનો સરખો ભોગ આપવાને કોઇ તૈયાર નહોતું. કોઇએક ભાષા પોતાની જ બીજી સજાતીય ભાષાનું શ્રેષ્ઠપણું સહન કરવા તૈયાર ન હતી અંદરોઅંદર તડજોડ કરવાને બદલે તેઓ પરદેશી ધુંસરીને તાબે થવા તૈયાર હતા મહર્ષિ દયાનંદની માતૃભાષા ગુજરાતી હતી. અંગ્રેજી તો તેમને આવડતું જ ન હતું, સંસ્કૃતમાં જ તેમણે શિક્ષણ મેળવ્યું હતું, તેમના જીવનનો મોટો ભાગ સંસ્કૃતના અધ્યયનમાં ગયો હતો. માતૃભાષાની સરળતા અને છટાથી તેઓ સંસ્કૃત બોલી શકતા. વૈદિક સાહિત્યનો અણમોલ ખજાનો ખુલ્લો મુકવાની ચાવી તેમને સંસ્કૃતમાથી જ સાંપડી હતી વેદોએ જ તેના અશાંત આત્માને આરામ આપ્યો હતો, અને તેમની

'પાકી માન્યતા હતી કે વેદ ધર્મ તમામ માનવદુઃખોને માટે એક જ રામબાણ ઇલાજ છે. આટલા જ કારણસર ઘણાં વર્ષો સુધી તેમણે સંસ્કૃતમાં જ બોલવાનું વ્રત લીધું હતું.

પરંતુ સંસ્કૃત આમપ્રજાની ભાષા બની શકે એમ નહતું. એટલું ખરૂં કે તે મૃતભાષા તો નહોતી જ, એ તો ફક્ત મરતી પ્રજાની ભાષા હતી. સંસ્કૃત જાણનારા પંડિતો દરેક સ્થળે મળી આવતા હતા, એટલે મહર્ષિ દયાનંદ સંસ્કૃત દ્વારા હિંદના સર્વ દૂર દૂરના ભાગોમાં રહેતા પંડિતો સાથે વિચાર વિનિમય કરી શકતા પરંતુ સંસ્કૃત દ્વારા આમ જનતાનો સંપર્ક સાધવો અશક્ય હતો. આ માટે આપણે બાબુ કેશવચંદ્રસેનના ઋણી છીએ. મહર્ષિ દયાનંદ જ્યારે બંગાળમા ગયા ત્યારે તેઓ સંસ્કૃતમાં જ બોલતા હતા પોતે મૂર્તિપૂજાનો વિરોધ કરતા અને પડિતો તે સહન નહિ કરી શકતા હોવાથી તેઓ ઘણીવાર લોકોને મહર્ષિના વિચારોનો જાણી જોઇને ખોટો અર્થ સમજાવતા એથી તેમને કડવો અનુભવ થયો હતો. બાબુ કેશવચંદ્રસેને મહર્ષિ દયાનંદને સમજાવ્યું કે જો લોકોને આપના વિચારથી જાણીતા કરવા હોય તો આપે લોકોની જ ભાષા વાપરવી જોઇએ. મહર્ષિ દયાનંદ તરત જ તે સૂચનાનું રહસ્ય સમજી ગયા અને તેનો અમલ પણ તરત જ કરવા લાગ્યા.

પરંતુ હિંદની કઇ ભાષા ગ્રહણ કરવી એ જ પ્રશ્ન હતો. ગુજરાતી પ્રત્યે તેમનું સ્વાભાવિક વલણ હોય જ,

કેમકે તે તેમની માતૃભાષા હતી. પણ તેથી શું ? વિશાળ હિતો તેમની દૃષ્ટિ સમીપ હતાં ત્યાં પ્રાંતીય સંકુચિતતા ચાલે નહિ. ખરા સ્વદેશાભિમાનનું સત્વ એક જ છે કે સ્વદેશાભિમાન હંમેશાં સ્વાર્થથી પર હોય છે જેમાં વિશાળ માનવતાનાં હિતોમાં પોતાનાં હિતો અને પોતાની ખાસિયતો એકરૂપ બને છે. મહર્ષિ દયાનંદે જોયું કે હિંદની બધી ભાષાઓમાં હિંદી એક એવી ભાષા છે કે જેને સમસ્ત હિંદની ભાષા સહેલાઈથી બનાવી શકાય એમ છે. તે વખતે પણ મોટા ભાગના હિંદીઓ એ ભાષા બોલતા હતા, અને દેશના જુદા જુદા ભાગમા બોલાતી ઘણીખરી ભાષાઓ સહેલાઈથી એક બીજાને અનુકૂળ થઇ શકે એવી હતી.

તેથી જ તેમણે હિંદી ભાષા ગ્રહણ કરી અને એ જ ભાષામાં પોતાના ગ્રન્થો લખ્યા આર્યસમાજીઓ માટે તેમણે એક નિયમ એ પણ બાંધ્યો છે કે તેના દરેક સભ્યે હિંદી શીખવી જોઇએ અને તેને આર્યભાષા કહી. અર્વાચીન હિંદી ભાષાના પ્રથમ ઘડવૈયા તરીકે મહર્ષિ દયાનંદને ગણવામાં આવે છે. તેનો પ્રચાર કરવા માટે તેમના અનુયાયીઓએ પોતાથી બનતું કર્યું છે જ્યાં જ્યાં આર્યસમાજ ત્યા ત્યાં તેની ભાષા હિંદી. દૂરના સરહદ પ્રાંત–પેશાવર, રાવલપીંડી, અને કોહાટમાં તમે જાઓ તો જ્યાં પચાસ વર્ષ પહેલાં હિંદીને કોઇ જાણતું નહોતું અને જ્યાં પંજાબી શીખ લોકો ગુરુમુખી બોલી બોલતા

અને પંજાબી મુસલમાનો ઉર્દૂ સિવાય બીજી કોઈ બોલી બોલાતી સાંખી ન શકતા ત્યાં તમે જોશો કે આર્યસમાજીઓ પોતાના રોજના વહેવારમાં હિંદીનો ઉપયોગ કરે છે એટલું જ નહિ પરંતુ તે ભાષાદ્વારા શિક્ષણ મેળવી રહ્યા છે. ચાલીસ વર્ષ પહેલાં સ્વામી શ્રદ્ધાનંદે ( જે તે વખતે લાલા મુન્શીરામ તરીકે ઓળખાતા હતા ) તેમણે જાલંધરમાં ' સદ્ધર્મ પ્રચારક ' નામનું પત્ર શરૂ કર્યું હતું. તે વખતે પંજાબમાં કોઈ હિંદી વાંચી શકતું નહિ. તેથી તે પત્ર ઉર્દૂમાં કાઢવું પડતું. પણ ધીમે ધીમે એટલો ફેરફાર થતો ગયો કે આજ તો હિંદી સાહિત્ય ખૂબ લોકપ્રિય થઈ પડયું છે અને પંજાબમાં પ્રકટ થતાં કે વંચાતાં હિન્દી પુસ્તકોની સંખ્યા પણ કોઈ રીતે ઓછી નથી. મહર્ષિ દયાનંદે કરેલું આ કાર્ય આજકાલ બીજાઓએ ઉપાડી લીધું છે. મહાત્મા ગાંધીજીના નામથી ઓળખાતા સુવિખ્યાત બનેલા એક બીજા ગુજરાતી એ હિંદી ભાષાના નવા સમર્થક બન્યા—જેણે અનેક સુંદર કાર્યકરોના સહકારથી હિંદીને એક ઘણું મહત્વનું સ્થાન આપ્યું છે. ઠેઠ દક્ષિણમાં જ્યાં બીક હતી કે તેલુગુ કે તામીલ બોલનારા મદ્રાસીઓ હિંદીને એક તસુ જેટલો પણ માર્ગ નહિ આપે ત્યાં મક્કમ વિચારના રાજગોપાલાચાર્ય હિંદી પ્રચારિણી હિલચાલના સર્જક બન્યા છે. હિંદી શીખવા માટે સેંકડો મદ્રાસીઓ પ્રતિવર્ષ અલ્હાબાદ અને હિંદી શિક્ષણના બીજાં ઉત્તરનાં સ્થળોએ આવે છે. પ્રયાગ ( અલ્હાબાદ )ના હિંદી સાહિત્ય સંમેલનની

સાથે સમસ્ત હિંદમાંથી નાનીમોટી અનેક સંસ્થાઓ જોડાએલી છે, અને તેનું મુખ્ય કાર્ય હિંદી ભાષાને હિંદુસ્થાનની સાર્વદેશીય ભાષા બનાવવાનું છે. આર્યસમાજના પ્રચારકો દેશને ખૂણે ખૂણે પહોંચ્યા છે અને હિંદી ભાષામાં તેઓ જે ભાષણો કરે છે તે થોડાંઝાઝાં બધે સૌ કોઈ સમજી શકે છે. હિંદુસ્થાનની એક સામાન્ય ભાષાની જરૂરિયાત તમામ પ્રાંતોના નેતાઓ સમજ્યા છે એટલે સર્વ સ્થળે હિંદી ભાષાને ખૂબ આવકાર મળી રહ્યો છે.

હિંદમાં જ નહિ, પણ દુનિયાના બીજા ભાગોમાં પણ આર્યસમાજો અને આર્ય પ્રતિનિધિ સભા છે, એવી જ રીતે આફ્રિકામાં પણ છે. ફીજી, મોરિશિયસ અને દક્ષિણ અમેરિકાના દૂરના ભાગો અને ખાસ કરીને ડચગાયાનામાં પણ આર્યસમાજો છે. ટ્રિનિડાડ (દક્ષિણ અમેરિકાનો સૌથી દક્ષિણનો એક ટાપુ) તો આજકાલ આર્યસમાજની પ્રવૃત્તિઓનું ધામ બનતું જાય છે આ બધા દૂર દૂરના દેશોમાં આર્યો પોતાની ભાષા એટલે આર્ય ભાષા કે હિંદીને પોતાની સાથે લઈ ગયા છે. હિંદી ભાષામાં લખાયેલાં ધાર્મિક પુસ્તકો અને પુસ્તિકાઓ આજકાલ હોંસથી સર્વ સ્થળે વંચાય છે. યુ. પી.ની ધારાસભાના હાલના પ્રમુખ (સ્પીકર) બાબુ પુરુષોત્તમદાસ ટંડનના શબ્દોમાં કહીએ તો માત્ર હિંદુસ્થાનમાં જ નહિ, પરંતુ દુનિયા ભરની તમામ ભાષાઓ કરતાં હિંદી બોલનારાઓની સંખ્યા કદાચ સૌથી વધારે હશે. અમે

આશા રાખીએ છીએ કે હિંદીની પરિણામે હિંદુઓની રાજકીય મુક્તિ—જે હવે આપણી નજર આગળનો જ બનાવ છે, ત્યારે હિંદની બધી ભાષાઓની એકતા જલદી થશે અને તેમાંથી હિંદી ભાષાનું એક નવું અને વધારે સ્પષ્ટ સ્વરૂપ વિકાસ પામશે અને તેના ઘડતરમાં બધા પ્રાંતો પોતાનો ફાળો આપશે. આ વસ્તુ સિદ્ધ થશે, તે માટેનો દિવસ હવે દૂર નથી; અને મહર્ષિ દયાનંદે આરંભેલું આ મુશ્કેલ કાર્ય સંપૂર્ણ બનશે. રેલ્વે એન્જિન માટે જ્યોર્જ સ્ટિવન્સને જે કાર્ય કર્યું છે તેવું કાર્ય મહર્ષિ દયાનંદે હિંદી માટે કર્યું છે. અને હિંદી ભાષાના પહેલા ઘડવૈયા તેમને પેઢી દર પેઢી યાદ કરશે. હિંદુ સંગઠન માટે મહર્ષિ દયાનંદે આ મહાન ફાળો આપ્યો છે.

## પ્રકરણ ૧૫ મું

## ઉર્દૂ-હિંદીનો ઝઘડો

પ્રસ્તુત વિષયની સાથે બરાબર સંબંધ નહિ હોવા છતાં, હિંદી ભાષાની સ્થિતિનો ચોખ કરવા માટે ઉર્દૂ હિંદીના ઝઘડા બાબત થોડા શબ્દો કહેવાની જરૂર છે. આ ઝઘડો તાજો છે અને હાલની રાજકીય ડોળાડોળનું પરિણામ છે. હિંદના કેટલાક મુસલમાનો હિંદની હરિફ ભાષા તરીકે ઉર્દૂને ઉભી કરી નકામી ધાધલ કરી રહ્યા છે.

હું માનું છું કે કોઈ ગેરસમજ અને ગેરસમજુતીથી ઉત્પન્ન થએલી પ્રેરણાને પરિણામે આ ઝઘડો ઉભો થયો છે. હિંદી અને ઉર્દૂ એ બંને જુદી જુદી ભાષાઓ નથી. એક જ ભાષાની જુદી જ લિપિ એ ઉર્દૂ છે, અને જો કાંઈ તકરાર હોય તો નવી જ છે.

એમ કહેવાય છે કે મહાન મોગલ અકબરના પૌત્ર શાહજહાનના સમયમાં ઉર્દૂ ભાષા અસ્તિત્વમાં આવી: કહે છે કે ઉર્દૂનો અર્થ 'છાવણી' થાય છે. અને શાહજહાનના લશ્કરની છાવણીમાં જે ભાષા બોલાતી હતી તેને લોકો ઉર્દૂ કહેવા લાગ્યા.

ઉર્દૂનો અર્થ છાવણી થાય છે તેની હું ના કહેતો

નથી. પરંતુ શાહજહાન પહેલાં ઉર્દૂ કે હિંદી ભાષા તરીકે જેને ઓળખાવવામાં આવે છે તેવી કોઈ ભાષા હતી જ નહિ એ કહેવું ખરૂં નથી. તે ભાષાને ઉર્દૂનું નામ કોણે આપ્યું તે વિષયના ઉંડાણમાં ઉતરવાનું કામ સહેલું નથી, અને તેની ચર્ચા આ નાના પુસ્તકમાં થઈ શકે તેમ નથી. પરંતુ શાહજહાન પહેલાં કેટલાક સૈકાઓથી આ ભાષા બોલાતી હતી એમાં તો શંકાને જરાય સ્થાન નથી

પ્રથમ તો હું કહીશ કે ઉર્દૂ અને હિંદી એ બે જુદી જુદી ભાષાઓ નથી. હિંદી એ ભાષા છે, લિપિ નથી. આજ કાલ હિંદી નાગરી લિપિમાં લખાય છે, આ નાગરી લિપિનો મરાઠી ભાષામાં પણ ઉપયોગ થયો છે અગાઉ મરાઠી ભાષા મૂડી લિપિમા લખાતી હતી આ મૂડી લિપિ હજી સદંતર નાબુદ થઈ નથી અને આજ પણ કોઈને કોઈ સ્વરૂપમાં તે પ્રચલિત છે. પરંતુ મરાઠીની સ્થાપિત લિપિ તો હવે નાગરી છે. જેમ યુરોપની કેટલીક તદ્દન જુદી ભાષાઓ એક જ રોમન લિપિમાં લખાય છે તેમ હિંદી મરાઠી એ બંને ભાષાઓ એક જ નાગરી લિપિમાં લખાય છે. ભાષાને લિપિની સાથે ભેળવી દેવી એ મોટી ભૂલ છે અને તેમાંથી નકામી માથાકૂટ ઉત્પન્ન થાય છે

હવે ઉર્દૂ લિપિ માટે બે શબ્દ કહું તે કેવી રીતે ઉત્પન્ન થઇ? હિંદમાં જેમ રોમન લિપિ આવી તેવી જ રીતે ઉર્દૂલિપિ આવી હતી. હિંદના મોગલ રાજકર્તાઓની ભાષા ફારસી (ઇરાની) હતી. તેઓ મુસલમાન હતા અને કુરાનમાંથી તેઓ પ્રેરણા મેળવતા હોવાથી તેમની ફારસી

ભાષામાં અરબ્બી ભાષાની છાંટ વધારે હતી. પરંતુ એ ભાષા હિંદની આમજનતા સમજતી નહિ. તે માત્ર કચેરીઓ પૂરતી મર્યાદિત રહી. હિંદુઓએ ફારસી ભાષાનો અભ્યાસ કરવાની કોશિષ ન હોતી કરી એમ પણ નથી. તે વખતમાં પણ ફારસી અને અરબ્બી ભાષાઓના હિંદુ વિદ્વાનો અનેક હતા પરંતુ ખંડ તરીકે ગણાતા આ વિશાળ દેશની સંખ્યાના પ્રમાણમાં તેવા વિદ્વાનોની સંખ્યા બહુ જ અલ્પ ગણાય. આ દેશનો કારભાર ચલાવવામાં મોગલ રાજ્યકર્તાઓને ભારે મુશ્કેલીઓ નડી હશે જ્યાં સુધી રાજા અને પ્રજા એક બીજાને સમજી ન શકે ત્યાં સુધી રાજ્ય વહીવટ ચલાવવો અશક્ય બને બેશક, તે વખતના સંજોગો આજના સંજોગો કરતા જુદા હતા. હાલનો અંગ્રેજી વહીવટ ઘણો જ મધ્યસ્થ અને સીધો છે એમાં દરેક વ્યક્તિનો સંબંધ મધ્યસ્થ સરકારની સાથે છે આગળ જમાનામાં એક બીજા સાથે બહુ જ ઓછો સંબંધ હતો અને નાના સુબાઓ મારફત સરકારનો વહીવટ ચાલતો, તે વખતે પણ એક સામાન્ય ભાષાની જરૂર જણાઈ હતી

બીજો પણ એક તફાવત હતો. આપણા અંગ્રેજી હાકેમો બધા આજ સુધી ઉડતાં પંખેરૂ જેવા રહ્યા છે. તેમણે હિંદને કદી પોતાનું વતન બનાવ્યું નથી. વિજ્ઞાનની નવી શોધખોળોને પરિણામે મુસાફરીની સગવડો વધતી ગઈ અને તેમના આવાં વલણને વધુ ટેકો મળ્યો. હિંદમાં આવતો અંગ્રેજ પોતાને એંગ્લો—ઇન્ડીઅન કહેવડાવે છે અને ઇગ્લાંડને પોતાનું વતન કહે છે. હિંદમાં

તે રહે છે પણ પરદેશની સફર તરીકે. મિલનો મજુર જેમ મિલમાં કામ કરે છે તેની માફક તે અહીં કામ કરે છે એ મિલ તેનું વતન નથી, સાંજ પડે એટલે તે તે મિલ છોડીને ચાલ્યો જાય છે. મુસ્લીમ હાકેમોએ એમ નહોતું કર્યું. તેમણે તો હિંદમાં કાયમી વસવાટ કર્યો હતો અને હિંદના પ્રશ્નો તેના પોતાના પ્રશ્નો બન્યા હતા. બેશક, ધાર્મિક ઝનૂન હતું અને ઘણીવાર તેનું માઠું પરિણામ પણ આવતું હતું. પરંતુ કેટલાક મોગલ રાજ્યકર્તાઓ ડાહ્યા હતા. અને આ દ્વેષ હલકો કરવા માટે તેમણે કેટલાક પ્રયત્નો પણ કર્યા હતા.

આવે જ સમયે અને આવાં જ કારણે ઉર્દૂ લિપિનો ઉપયોગ થવા માંડયો. હું તેને લિપિ કહું છું કારણ કે મૂળ તો તે લિપિ જ હતી. રાજ્યકર્તાઓએ તો એટલું જ કર્યું કે તેઓ આમ જનતાની ભાષાને ફારસી ભાષા જે લિપિમાં લખાતી હતી તે લિપિમાં લખવા માંડયા. તેમાં તેમને સરળતા સાંપડી. તે લિપિથી તેઓ માહીતગાર હતા. હરકત માત્ર ભાષાની હતી. આમજનતાની બોલી ફારસી લિપિમાં લખાવા માંડી અને વખત જતાં આ લિપિને લોકો ઉર્દૂ કહેવા લાગ્યા

આ સમજવા માટે કલ્પનાને જરાય દોડાવવાની જરૂર પડી નથી. ભાષાનું ઘડતર આ વાત દીવા જેવી સ્પષ્ટ કરે છે. હિંદનાં બજારોમાં જે ભાષા બોલાય છે તેને મુસલમાનો ઉર્દૂ કહે છે અને હિંદુઓ હિંદી કહે છે. તેમાં લવલેશ ફેર નથી. હિંદુ અને મુસલમાન બન્ને

શાક મારકીટમાં જઈ કહે છે કે ' હમકો આલુ ચાહીએ '—( મારે બટેટાં જોઈએ છે ) બેશક, સાહિત્યના પુસ્તકોમાં કાંઇક તફાવત છે. પરંતુ મારી દલીલ તો એ છે કે તેમાં પણ ભાષાનો તફાવત માત્ર સર્વનામ અને ક્રિયાપદના ઉચ્ચારમાં છે. ' નામ 'ની તો હંમેશાં હેતી ફેતી થઈ શકે છે. કોઈ ભાષામાં ' નામ ' એ ભાષાનો સ્પષ્ટ ભેદ બતાવનાર વસ્તુ નથી. દષ્ટાંતથી એ વાત વધારે સમજાશે. ' The chaprasi wants bakshish ' એ અંગ્રેજી વાક્ય છે. એટલા જ માટે ' ચપરાશી ' અને ' બક્ષિસ ' એ અંગ્રેજી શબ્દો નથી જ. ત્યારે તેમાં એવું શું છે કે તેને અંગ્રેજી વાક્ય કહો છો? માત્ર want ક્રિયાપદ. ' મુઝે બિસ્કીટ્સકા પેકટ ચહીએ ' એ હિંદી વાક્ય છે એટલા જ માટે કે ' મુઝે ' સર્વનામ અને ' ચહીએ ' ક્રિયાપદ હિંદી છે. જો તમે હિંદી અને ઉર્દુને એ જ કસોટીએ મૂકશો તો તમને જણાશે કે એક પણ અપવાદ વગર તેનાં બધાં સર્વનામ અને ક્રિયાપદ એક જ છે. એટલે હું કહું છું કે ઉર્દુ અને હિંદી એ બે જુદી ભાષાઓ નથી. બેશક, મુસલમાનો વધારે ફારસી અને અરબ્બી નામોનો ઉપયોગ કરે છે અને હિંદુઓ સંસ્કૃત નામોનો ઉપયોગ કરે છે. પરંતુ મેં ઉપર જણાવ્યું તેમ નામોની હેતી ફેતી તો સહેલાઇથી થઈ શકે છે. ભાષાની લિપિ ફેરવ્યા વગર આ સોદો સહેલાઇથી પતાવી શકાય છે. એક વિશેષ વાત કહેવાની જરૂર છે. મોગલ રાજ્યકર્તાઓ જ્યારે આમ જનતાની ભાષા હિંદી લખવા માંડયા અને

તેને ઉર્દૂ કહેવા લાગ્યા ત્યારે પણ તેમાં અરબ્બી ફારસી શબ્દો ભર્યા નહોતા. તેમનો હેતુ તે દ્વારા આમજનતાને સમજાવવાનો હતો અને નહિ કે તે પ્રજા ઉપર નવી ભાષા લાદવાનો. જો તેમણે ફારસી અને અરબ્બી ભાષાનાં અસામાન્ય શબ્દોથી ભાષાને ભરચક કરી હોત તો તેમનો મુખ્ય ઉદ્દેશ મારી જાત. અહીં કે તહીં, એક બે ફારસી શબ્દોથી કોઈ ફેર પડે તેમ નહોતું. બધી ભાષાઓમાં એ ચાલી શકે છે. વસ્તુતઃ તેને ઉછીની લીધેલી ભાષા ન કહેવાય. એ તો ફક્ત અનુકૂળતા કહેવાય. ઉછીનું લેનારની જેટલી શકિત હોય તેના પ્રમાણમાં ઉછીનું લઈ શકાય. જે ઉછીનું લેવાથી નાદાર થવાય અને અંતે તેનો નાશ થાય તે ઉછીનું લીધું ન કહેવાય.

એ જ રીતે તે વખતમાં હિંદમાં પણ અસામાન્ય સંસ્કૃત શબ્દો લેવાતા નહોતા. હિંદી આમજનતાની ભાષા હતી અને લોકોની હિંદી ભાષામાં અને થોડાક સંસ્કૃત જાણનાર પંડિતોની ભાષામાં પણ ભેદ હતો; પણ લખવાની લિપિ તો એક જ–નાગરી હતી પરંતુ હિંદી ભાષા કંઈક જુદી હતી. હિંદી સંસ્કૃતમાંથી ઊતરી આવેલી છે. પહેલાં તો તે પ્રાકૃત હતી અને વખત જતાં તે હિંદી બની. હિંદી અને ઉર્દૂ બન્ને ભાષામાં વપરાતાં ક્રિયાપદો અને સર્વનામો એક જ છે, અને તે ફારસી કે અરબ્બીમાંથી આવેલ નથી પણ સંસ્કૃતમાંથી જ આવેલ છે. 'આના, જાના, ખાના, સોના, ઉઠના, બૈઠના, ચલના, પીના'–એ બધા જાણીતા શબ્દો સંસ્કૃત ક્રિયાપદમાંથી બનેલાં છે. 'મૈં, તુમ, જો' વગેરે બધાં સર્વનામો

સંસ્કૃત સર્વનામોના રૂપાંતર છે. ઉર્દુ ભાષાનો કોઈ હિમાયતી એમ નહિ કહી શકે કે મારાં ઉર્દુ ક્રિયાપદ કે સર્વનામ ફારસી કે અરબ્બી ભાષાનાં છે. આ રીતે, હિંદી જે સસ્કૃતમાંથી ઉતરી આવેલી છે, અને ઉર્દુ કોઈ જુદી ભાષા નહિ હોવાથી ( પછી ભલે તેને ફારસી લિપિ કહો ) તે હિંદી. ભાષા જે લિપિમાં લખાય છે તે એક જુદી ભાષાની લિપિ માત્ર છે. તેથી ઉર્દુ અને હિંદી એ બંને જુદી ભાષા છે એવી તકરારમાં કાંઇ વજુદ નથી, અને તે તરફ કશું ધ્યાન દેવાની જરૂર નથી. એ ભાષાને સંસ્કૃતમય કે ફારસીમય બનાવવી કે કેમ તે વિષયમાં મારો મત છે કે બેમાંથી એકેય વાત સાચી નથી; કારણ કે તેથી આમજનતા તે ભાષા સમજી શકે નહિ આપણા મુસલમાન ભાઈઓ કે જેણે ફારસી અને અરબ્બી ભાષાના શબ્દોથી તે ભાષાને લાદી છે તેનું માનસ તેમના વડવાઓના માનસ કરતાં જુદું છે. તેમના વડવાઓ લોકોને સમજવા માટે ઉર્દુ લિપિ વાપરતા હતા અને નહિ કે તેમાંથી અલગ રહેવા માટે.

એક વાત યાદ રાખવી ઘટે છે આપણે મુસલમાનોને પણ ન્યાય આપવો જોઈએ, આપણે જે ભાષાને હિંદી કહીએ છીએ ( પછી તમે તેને ઉર્દુ કહો તોપણ ભલે ) અને જે હિંદુસ્થાનમાં બોલાય છે તે ભાષા ન તો મહમદ, અબુબકર કે મુસ્લીમ ખલિફાઓની છે અને ન તો રામ, કૃષ્ણ, કપિલ કે વ્યાસ જેવા હિંદુ મહાપુરુષોની .છે. હિંદુ અને મુસલમાન બંનેના સંયુક્ત પ્રયત્નોને પરિણામે

તે હસ્તીમાં આવી છે. તુલસીદાસ, સુરદાસ; ઈન્શાહ અને મિરના સંયુક્ત પ્રયત્નોનું તે પરિણામ છે. એટલે જ ઉર્દૂ અને હિંદી વચ્ચેની તકરાર જવી જ જોઈએ. હિંદુ અને મુસલમાન બંનેએ સમજવું જોઈએ કે તેઓ હિંદમાં જે ભાષા બોલે છે તે બંને વચ્ચે એક સાંકળરૂપ બનવી જોઈએ. નહિ કે તેમની વચ્ચે વિઘ્નરૂપ. બંને લોકોનું હિત તેમાં સમાએલું છે. જો મુસલમાનોને ફારસી અને અરબ્બી શબ્દો તરફ વધારે પ્રેમ હોય અને હિંદુઓને સંસ્કૃત શબ્દો તરફ વધારે પ્રેમ હોય તો પછી સૌથી સારો માર્ગ તો એ છે કે મુસલમાનોએ કુરાનની ભાષા અપનાવી લેવી અને હિંદુઓએ વેદની ભાષા અપનાવી લેવી. પરંતુ તે કોઈ રીતે સંભવિત કે શક્ય છે? નહિ જ. તો પછી જ્યાં ભેદ જ નથી ત્યાં શા માટે ભાષાનો ભેદ ઉભો કરાય છે? જ્યારે મહર્ષિ દયાનંદે સંસ્કૃત ઉપરથી પોતાની કૃપા હિંદી ઉપર ઉતારી ત્યારે તેમનો હેતુ લોકોની ભાષા વાપરવાનો હતો અને તેથી જ તેમણે બધે સામાન્ય હિંદી શબ્દોનો જ ઉપયોગ કર્યો છે. તેમનો મત છે કે હિંદી ભાષા હિંદુઓના જ જુદા જુદા વર્ગોને જ નહિ પણ હિંદમાં વસતી જુદી જુદી કોમો અને ધર્મોને એક બીજાની નજીક લાવે છે.

હવે લ્યો ઉર્દૂ અને નાગરી લિપિનો પ્રશ્ન. ઉર્દૂ કરતાં નાગરી લિપિમાં બે ફાયદા રહેલા છે. પ્રથમ તો તેના મૂળાક્ષર સંપૂર્ણ સ્વરવાચક છે અને હિંદમાં વપરાતી બધી લિપિઓમાં તે વપરાય છે દાખલા તરીકે

બંગાળી, ઉરીયા, કાનડી, મરાઠી અને ગુરૂમુખી. બીજું, અક્ષરોના ઘાટ પણ ખૂબ મળતા છે. હિંદીમાંથી ઉર્દૂ બનાવનાર ફારસી ભાષામાં બે મોટી ખામી છે. તેના મૂળાક્ષર બિલકુલ સ્વરવાચક નથી અને તેથી નાનાં બાળકોને માટે મુશ્કેલી નડે છે. બીજું, હિંદની મુખ્ય ત્રણ-ચાર લિપિઓ તે એટલી બધી જુદી પડે છે કે એક બીજાની સાથે સુમેળ સાધી શકતી નથી. જો નાગરી લિપિનો ઉપયોગ કરવામાં આવે તો નિરક્ષરતા ટાળવાની જે હિલચાલ આજકાલ હિંદના દરેક દેશાભિમાની માણસનો મુખ્ય વિષય બની રહી છે તેને પણ ભારે વેગ મળે. પરંતુ આપણે લિપિની બાબતમાં મુસલમાનો સાથે લડવા માગતા નથી. જો તેઓ જ પોતાની પ્રગતિને રોકવા માગતા હોય અને ઉર્દૂ લિપિનો જ આગ્રહ રાખી વિદેશી લિપિનો ભાર લાદવા માગતા હોય તો તેમની ઇચ્છાની વાત છે. આપણો મુદ્દો તો એ છે કે નાગરી હિંદની સામાન્ય લિપિ થઈ શકે એવી વિશેષ તકો છે અને જેઓ સત્ય સ્વરૂપમાં આ વાત સમજી શકે તેમણે એને ટેકો આપવો જોઈએ હાલમાં હિંદના મુસ્લીમો પરદેશી મુત્સદ્દીઓના હાથમાં રમી રહ્યા છે અને રાજકીય કારણે હિંદની એકતા રૂપી વાંસળીના સૂરમાં ભંગાણ ઉત્પન્ન કરે છે પરંતુ જો આપણે મક્કમપણે આગળ વધશું તો હવે વખત એટલો નજીક આવી ગયો છે કે હિંદીઓની તમામ કોમો, ભાષાઓ અને લિપિઓની એકતાની કિંમત સમજશે અને મત ભેદો ભૂંસાઈ જશે.

## પ્રકરણ ૧૯ મું

### અપ્રમાણિક સાહિત્ય

એક ઘણું જ મુશ્કેલ અને ઘણું જ અગત્યનું છતાં, સ્વાર્થરહિત જો કોઈ કાર્ય મહર્ષિ દયાનંદે હિંદુ સમાજ માટે કર્યું હોય તો તે અપ્રમાણિક સાહિત્યની ઝાટકણી કાઢી તેને તિલાંજલિ આપવાનું છે વિધવા–વિવાહ, સ્ત્રીશિક્ષણ, અને અસ્પૃશ્યતાનિવારણ જેવા સામાજિક સુધારાઓ માટે લોકોએ તેમની યોગ્ય પ્રશંસા કરી છે. તેમના મૂર્તિપૂજા વિરોધી કાર્યને માટે પણ કેટલાકે તેમનો આભાર માન્યો છે. પરંતુ તેમણે અપ્રમાણિક સાહિત્યની જે ઝાટકણી કાઢી છે તે કાર્યને માટે તેમના પોતાના અનુયાયીઓ સિવાય બીજા કોઇએ તેમની કદર કરી નથી. શસ્ત્રક્રિયાના ઉપચાર કરતાં હોમીઓપેથિકની ટીકડીઓ લોકોને વધારે ગમે છે પરંતુ હું તો મહર્ષિનો અનુયાયી હોવાથી તેમના આ કાર્યને સૌથી ઉંચી કક્ષાએ મૂકું છું. જો મહર્ષિએ કર્યું છે તે કરતાં દશ ગણું વધારે કાર્ય કર્યું હોત અને આ એક જ કાર્ય ન કર્યું હોત તો તેનું પરિણામ શૂન્ય જ હતું. હું હોમિયોપેથિક રીતિઓની ઓછી કિંમત કરૂં છું એમ નથી. તેના સ્થાને

તે પણ સારી છે. પણ કેટલાક રોગો એવા છે કે જેમાં શસ્ત્રક્રિયા કરનાર ડોક્ટરની છરીની વધારે તાકીદે જરૂર હોય છે. મહર્ષિએ એક સર્જનની કુશળતાપૂર્વક અને હિંમતપૂર્વક પોતાની છરી ચલાવી છે તે હકીકત તો મારે માટે ભારે આત્મસંતોષની વાત છે. રોગોને ઉપરછલ્લા ઈલાજોથી દબાવી દેવાનું કામ સહેલું છે. પરંતુ આખા સમાજરૂપી દેહને રેચક ઈલાજોથી સાફ કરી તેમાંથી મળ કાઢી દેહને સ્વસ્થ અને નિરોગી બનાવવામાં ભારે કુશળતાની જરૂર છે.

હિંદુઓ ઘણી જ પ્રાચીન પ્રજા છે. ઈતિહાસ પહેલાંનો ય તેમનો ઈતિહાસ છે. તેમના જીવનમાં ભારે ચડતી-પડતીના પલટાઓ આવી ગયા છે. ગંગોત્રી આગળ ગંગા તદ્દન નિર્મળ છે. પરંતુ હાવરા સુધીની લાંબી મજલ કરતાં તેમાં એટલી બધી નાની નદીઓ મળે છે કે હુગલી (કલકત્તા પાસેની ગંગા નદી)નું પાણી હાવરાના પૂલ પછી પી પણ શકાતું નથી. કારણકે તેમાં ખૂબ મળ એકઠો થયો હોય છે. દરેક ઘરનો એઠવાડ ત્યાં જાય છે.

વૈદિક સાહિત્યનું પણ એમ જ થયું છે. વેદોનું ગંગોત્રી શિખર જુનાં ભૂતકાળનાં ઉંચાં ઉંચાં શૃંગો વચ્ચે ક્યાંક અદૃશ્ય રહ્યું છે. અત્યારે આપણે ઈશુની વીસમી સદીના એ હાવરા પૂલ ઉપર ઉભા છીએ. તે પહેલાંની કેટલી સદીઓ ગઈ અને ભૂલાઇ ગઇ તે ઈશ્વર જાણે છે. હાવરાના લોકોને મન તો હુગલી એક ગંગા

છે અને તેનું મેલું પાણી પવિત્ર ગંગાજળ છે એ જ રીતે આપણે મન વીસમી સદીનો હિંદુ ધર્મ છે. કારણ કે તે સિવાય બીજો કોઇ હિંદુ ધર્મ છે કે કેમ તેની આપણને ખબર નથી. ગટર મુકાદમ મિસ મેયોની પેલી નામચીન ચોપડી 'મધર ઈન્ડીઆ'ની શરૂઆત હુગલી નદીના અનુભવોથી જ કરવામાં આવી છે. તેથી ઉંચે જવાની તેની શકિત નહોતી.

મહર્ષિ દયાનંદને એક એવો શોખ હતો કે નદીઓ કયાંથી નીકળે છે તેનાં મૂળ શોધવા. ડુંગરાળ પ્રદેશોમાં ઘણી યાત્રાઓનું કરેલું વર્ણન તેમના જીવનમાં તમે જોઇ શકશો. કોઈવાર અલકનંદાનું મૂળ શોધવા માટે તે આગળ વધે છે; અને કોઈ વાર નર્મદા નદીનાં જંગલોમાં થઇ તેઓ પગદંડી પકડે છે, અને ઠેઠ અમરકંટક સુધી જઈ પહોંચે છે. આ ભૌગોલિક યાત્રાઓ ભલે કે પ્રાસંગિક હતી, પરંતુ વૈદિક સાહિત્યનાં મૂળની શોધ કરવાની તાલાવેલી, મહર્ષિ દયાનંદમાં, તેના છેવટના શિખરે પહોંચી હતી. આ વિષયમાં તેમણે કરેલું કામ ખરેખર ચમત્કારિક છે. તેઓ હુગલીનું પાણી લે છે અને તેને સત્કારે છે, પરંતુ ત્યાં જે કચરો અને એઠવાડ છે તેને તેઓ ચાહતા નથી. તે પાણીને ગાળી ને સ્વચ્છ કર્યા વગર તેઓ તેને હોઠે લગાડતા નથી. બીજા ઘણા લોકોની પેઠે તે પવિત્ર થશે જ નહિ એમ માની તેને ફેંકી દેતા નથી. તેમાં ગંગોત્રીનું પાણી તો છે જ, ત્યારે તેને તરછોડાય કેમ? તેને તો મળ જ કાઢવો હતો અને મળ કાઢવા વાસ્તે સફાઇના સાધનની જરૂર પડી.

જ્યારે આપણે અપ્રમાણિક હિંદુ સાહિત્ય વિષે બોલીએ છીએ ત્યારે તેનો અર્થ વેદ વિરૂદ્ધના ગ્રન્થો એમ નથી કહેવા માગતા. બૌદ્ધ લોકોએ કે જૈન લોકોએ કે ગેર હિંદુ અથવા હિંદુ વિરોધી પ્રચારકોએ લખેલાં પુસ્તકોને અપ્રમાણિક કહી શકાય નહિ દરેક મનુષ્યને પોતાના વિચારોને વ્યક્ત કરવાનો અધિકાર છે. જોર્ડનનું પાણી ગંગાજળથી જુદું હોય છે, દરેક જણ તે સમજી શકે છે અને તેની પસંદગી કરવાનો અધિકાર છે, પરંતુ જ્યારે ગંગાજળ જાણીને તેનો સ્વીકાર કરે છે ત્યારે તો ઘણું નુકસાનકારક છે. જો બૌદ્ધ લોકોએ વેદ વિરૂદ્ધ કાંઈ લખ્યું હોત તો તેની કિંમત બહુ ઓછી હતી પરંતુ હિંદુ સાહિત્યની મુશ્કેલી તો એ છે કે ખરાની સાથે ઘણું તદ્દન ખોટું લોકોએ ભેળવી દીધું છે.

અપ્રમાણિક હિંદુ સાહિત્ય બે રીતે ઉત્પન્ન થયું. પ્રથમ તો પ્રાચીન ઋષિઓએ લખેલા વૈદિક ગ્રન્થોમાં ક્ષેપક લખાણો ભેળવી દેવામાં આવ્યા. બીજું, વૈદિક સિદ્ધાંતોથી તદ્દન વિરોધી એવા સ્વતંત્ર ગ્રન્થો ઋષિઓના નામથી લખી દેવામાં આવ્યા કે જેથી તે ગ્રન્થો વૈદિક સાહિત્ય તરીકે પ્રચાર પામે. આવા ગ્રન્થો ખૂબ નુકસાનકારક નીવડયા છે. તેનાથી લોકો ખૂબ ઠગાતા રહ્યા છે. પ્રાચીન વૈદિક સિદ્ધાંતો ભૂલાઈ ગયા અને ખોટા ખ્યાલો આવ્યા. જેમ જેમ સંસ્કૃત શિક્ષણ ઓછું અને ઓછુ થતું ગયું અને અજ્ઞાન વધતું ચાલ્યું, તેમ તેમ લોકો પોતાના ગુરુઓ ઉપર બેહદ આધાર રાખતા થયા, અને આવા બ્રાહ્મણો

સ્વાર્થને લીધે અને ઘણી વાર અજ્ઞાનને લીધે પોતા ઉપર વિશ્વાસ રાખનારાઓને સાચે રસ્તે દોરવાને બદલે ખોટે રસ્તે લઈ જવા લાગ્યા.

મહર્ષિ દયાનંદે શોધી કાઢ્યું કે પુરાણો એ આવા અપ્રામાણિક સાહિત્યનો એક નામચીન ગ્રન્થસમૂહ છે. ધાર્મિક મંડળોમાં તો તેની ખાસ ગણના છે. એમ કહેવાય છે કે વેદ તો સતયુગને માટે જ છે. કળિયુગમાં તો તેઓ અદૃશ્ય થઈ ગયા છે. વેદોની ચાવી ગૂમ થઈ છે. સામાન્ય લોકો ઉપર દયાથી પ્રેરાઈને ઋષિઓએ પુરાણો લખ્યાં છે. પુરાણો અઢાર છે એમ તે કહે છે, જો કે બીજા પણ ગ્રન્થો છે જેને ઉપપુરાણો કહે છે, અને તેની સંખ્યા પણ તેનાથી બમણી હશે. તે ગ્રન્થો ખૂબ મોટા છે, અને તેમાંના કેટલાક તો એટલા બધા છે કે વાંચતાં જીંદગી પૂરી થઈ જાય. એટલે ભાગવત પુરાણ કે બીજાં એક બે સિવાય બીજા પુરાણો વંચાતાં પણ નથી મોટા પંડિતોને પણ તેમનાં ખરાં નામ ભાગ્યે જ યાદ હશે.

મહર્ષિ દયાનંદે તેમને અપ્રામાણિક કહ્યા છે કારણકે તેમાં જ્યાં ત્યાં નિગમ અને આગમના નામથી વેદોના વખાણ હોવા છતાં વૈદિક સિદ્ધાંતોથી તેઓ તદ્દન વિરૂદ્ધ જાય છે. કેટલાંક પુરાણોમાં અને દાખલા તરીકે, વિષ્ણુ પુરાણમાં કેટલી ઐતિહાસિક બાબત પણ છે. અને તેમાં કેટલાક પ્રાચીન વંશોની વંશાવલિઓ પણ ગણાવી છે તોપણ આ ઐતિહાસિક વસ્તુને એટલી બધી ગૂઢ અને ભેદભરમોવાળી અકકલ

વગરની વાતોથી ગૂંચવી નાખી છે કે તેની ગમે તેવી ઐતિહાસિક કિંમત હોય તોપણ તે વસ્તુ સંપૂર્ણપણે ધ્યાન બહાર ચાલી જાય છે. સત્યાર્થપ્રકાશમાં એક પ્રશ્ન છે, 'પુરાણોમાં કાંઈ સાચું નથી ? તેમની સાવ કિંમત કેમ કાઢી નાખો છો ?'—તે પ્રશ્નના જવાબમાં મહર્ષિ જવાબ આપે છે, 'તેમાં કિંમતી હોય એવી પણ ઘણી વસ્તુ છે એમ હું કબૂલ કરૂં છું, પરંતુ જેમ એક ઝેરના કણથી કેટલાય રતલ ખોરાક બગડી જાય છે તેવી જ રીતે આ પુરાણોની વાર્તાના ઝેરે બધાં પુરાણોના સાહિત્યને બગાડી મૂક્યું છે.' હિંદુ-ધર્મને નામે ચાલતી કેટલીક બાબતો ખરૂં જોતાં તો વેદવિરોધી હોય છે. અને પુરાણોમાંથી ઉત્પન્ન થયેલી હોય છે. દૃષ્ટાંત તરીકે, ઈશ્વરના 'એક સ્વરૂપ'નો સિદ્ધાંત એ ખરેખરો વૈદિક સિદ્ધાંત છે. ઋગ્વેદ કહે છે કેઃ—

एकं सद् विप्रा बहुधा वदन्ति ।

ઈશ્વર એક છે, લોકો તેને ઘણા નામથી ઓળખે છે. અહીં વેદ ઈશ્વરની એકતાનો ઉપદેશ આપે છે, અને તેનાં નામોનું બહુપણું બતાવે છે. અનેક વેદમંત્રો આ મુદ્દાનું સમર્થન કરે છે. પરંતુ પુરાણો અનેક ઈશ્વરવાદ શીખવે છે. તેઓ ઈશ્વરની સંખ્યા ત્રણથી શરૂ કરે છે—બ્રહ્મા કે કર્તા, વિષ્ણુ કે રક્ષણકર્તા, અને શિવ (મહેશ) કે નાશકર્તા. વેદાન્ત તો સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું, રક્ષણ કરવાનું અને નાશ કરવાનું એ ત્રણે ય કાર્યોને એક જ ઈશ્વરના કાર્ય તરીકે ઓળખાવે છેઃ—

जन्माद्यस्य यतः। ( વેદાન્ત ૧. ૧–૩ ).

પરંતુ પુરાણો તો ઉપર જણાવ્યું તેમ ત્રણ જુદા જુદા પુરૂષો ગણે છે. પુરાણોમાં તો દરેક નાનીમોટી બાબતોમાં એક ઈષ્ટ દેવ હોય છે. તેમાં તો એક નદીનો દેવ, એક પર્વતનો દેવ, એક આકાશનો દેવ અને એક વરસાદનો દેવ હોય છે. પવિત્ર પીપળાના ઝાડને પાંદડે પાંદડે જુદા જુદા, દેવનો વાસ માનવામાં આવે છે અને એવા દેવોની સંખ્યા લાખો અને કરોડો સુધી પહોંચે છે દેવોની આ ફોજ–જેટલા રેતીના કણ એટલા દેવ,–કેટલીક વાર સંપીને પણ ઘણી વાર તો પરસ્પર ઝઘડા ચલાવી, માનવીના ભાવિ ઉપર સત્તા ચલાવતા હોય એમ બતાવવામાં આવ્યું છે.

વેદો કહે છે કે ઈશ્વર નિર્વિકાર છે, અને સમય અને સ્થળના ભેદથી તે પર છે. પુરાણો કહે છે કે ઈશ્વર અવતરે છે એટલે કે જ્યારે જ્યારે જરૂર પડે છે ત્યારે અવતાર રૂપે શરીરનાં જુદાં જુદાં રૂપો ધારણ કરે છે. કોઈ સ્થળે દશ અવતારો ગણાવ્યા છે; તો કોઈ સ્થળે ચોવીશ ગણાવ્યા છે જેમાં વેદવિરોધી બૌદ્ધ ધર્મના સ્થાપક ગૌતમ બુદ્ધનો તેમ જ હવે જે આવવાનો એવા નિષ્કલંકીનો પણ સમાવેશ કરવામાં આવે છે.

તેવી જ રીતે જન્મના પાયા ઉપર રચાયલી નાત-જાતની પ્રથા, મરેલા ધણીની સાથે વિધવાને બાળી દેવાની સતીની પ્રથા, વિધવાના પુનર્લગ્નનો પ્રતિબંધ, અને

એવી અનેક કુપ્રથાઓ જેને માટે આજે હિંદુધર્મ આંગળીચીંધ બન્યો છે, તે બધી કુપ્રથાઓને પુરાણોમાં અનુમતિ આપવામાં આવેલી છે.

આવાં પુરાણોની સંપૂર્ણ અવગણના કરવા સિવાય મહર્ષિ દયાનંદનો છૂટકો નહોતો. કારણ કે જ્યાં સુધી તેમને ધાર્મિક ગ્રન્થો ગણવામાં આવે ત્યાં સુધી તેઓ લોકોનું સન્માન પામતા રહેશે અને તેમાંથી ઉત્પન્ન થતા બૂરા સિદ્ધાંતોનો કદી લોપ થશે નહિ. પરીકથાઓ તરીકે તે ભલે સારા હોય, શોધખોળ કરનારાઓ માટે પણ તેઓ ભલે ઉપયોગી વસ્તુ પૂરી પાડતા હોય; પરંતુ ધાર્મિક ગ્રન્થો તરીકે તેમને તિલાંજલિ આપ્યે જ છૂટકો છે.

આ ઘણું જ હિંમતપૂર્વકનું પગલું મહર્ષિ દયાનંદે લીધું છે. તેમની પહેલાંના ઘણા સુધારકો એટલી હદ સુધી જતાં અચકાયા હતા, એટલે તેઓનાં અધૂરાં કાર્યોનું કાંઈ પરિણામ આવ્યું નહિ. મહાન શંકરાચાર્યે તેમની પોતાની જ ભૂમિકા ઉપર સામનો કરવાનો પ્રયત્ન કર્યો હતો; અને પુરાણોનો સ્પર્શ પણ કર્યો ન હતો. પરંતુ તેમનું કાર્ય રામાનુજે ખૂબ બગાડયું. કારણ કે રામાનુજનું ચલાવેલું તત્ત્વજ્ઞાન ટુંક વખતમાં હલકું પડયું અને તેમાંથી ચોકખી લિંગપૂજા ઉત્પન્ન થઈ. આનાં કારણો પુરાણો હતાં. આજના જમાનામાં પણ રાજા રામમોહનરાયનું ઉમદા કાર્ય કાંઈ કાયમનું પરિણામ

-લાવી શક્યું નહિ. તેનું માત્ર કારણ એ હતું કે તેમણે પુરાણોનો સ્પર્શ કર્યો નહોતો, તેમણે મૂર્તિપૂજાનો વિરોધ કર્યો હોત તો આ પ્રશ્ન કાયમને માટે ઉકલી ગયો હોત.

ગ્રંથોની બીજી જાતની અપ્રમાણિકતા તેની ક્ષેપકતા છે. દાખલા તરીકે:—

इमा नारीरविधवाः सुपत्नीराञ्जनने सर्पिषा सं विशन्तु।
अनश्रवोऽनमावीः सुरत्ना आ रोहन्तु जनयो योनिमग्रे ॥
(ऋग्वेद १०।१८।७)

ઉપરના ઋગ્વેદના મંત્રનો છેલ્લો શબ્દ 'अग्रे' (આગલા ભાગમાં) છે તે એક જ શબ્દનો ફેરફાર કરીને 'अग्ने' (હે, અગ્નિ) કરી દેવામાં આવ્યો અને તેથી લોકો માનતા થયા કે સતીનો ભયંકર ચાલ ઋગ્વેદમાં પણ મંજુર રાખવામા આવ્યો છે—આ હકીકતની શોધ સૌ પહેલાં શ્રી. રોમેશચંદ્ર દત્તે કરી હતી.

આ મંત્રનો અનુવાદ અક્ષરેઅક્ષર કરતાં નીચે પ્રમાણે થાય:—

'આ અવિધવા (સૌભાગ્યવતી) સ્ત્રીઓ અને સુશીલ પત્નીઓ અંજન અને લેપથી સુશોભિત બને, આંખમાં આંસુ વગરની, રોગ વગરની અને સુંદર રત્નોથી વિભૂષિત બનેલી આવી સ્ત્રીઓ ગૃહના આગલા ભાગમાં પોતાનું સ્થાન લે' દેખીતી રીતે, આ મંત્ર સ્ત્રીઓને ઉંચું સ્થાન આપે છે. જો 'अग्रे' (આગલા ભાગમાં) એ શબ્દો ફેરવી 'अग्ने' (હે, અગ્નિ) કરવામાં આવે

તો તેનો અર્થ મારી મચડીને સતીની ચાલને બંધ-બેસતો કરી શકાય. એમ કરતાં પણ તે અર્થ ઘણો જ વિચિત્ર છે કારણ કે તે મંત્રમાં સ્ત્રીઓ માટે જે વિશેષણો વાપરવામાં આવ્યાં છે તે ધણી વગરની વિધવાઓને બિલકુલ લાગુ ન થઈ શકે તેવાં છે 'अविधवाः' એટલે ધણી વગરની ન હોય તેવી સ્ત્રીઓ 'सुपत्नीः' એટલે જે સ્ત્રીઓ હંમેશાં પોતાના ધણીને વફાદાર રહેતી હોય તેવી પત્નીઓ, 'योनिम्' એટલે ગૃહ કે કુટુંબ. 'अग्ने' શબ્દની સાથે જોડવામાં આવે તોપણ તેનો અર્થ ચિતા કે સ્મશાન થઈ શકે નહિ 'अग्रे रोहन्तु'નો સ્પષ્ટ અર્થ એ થાય છે કે 'આગલા ભાગનું સ્થાન ગ્રહણ કરે' અર્થાત્ કુટુંબમાં શ્રેષ્ઠ સ્થાન મેળવે. સારે નસીબે વેદોમાં આ 'न' અક્ષર જે ક્ષેપક હતો તે કાયમ ન રહ્યો પણ આ નાની ભૂલનું સીધું ભયંકર પરિણામ એ આવ્યું કે તેને લીધે હજારોની જિંદગીનો ભોગ અપાઈ ગયો.

શતપથ, બ્રાહ્મણ, ગૃહ્ય સૂત્રો, મનુસ્મૃતિ વગેરે ગ્રંથો અને સ્મૃતિમાં જે ભેળસેળ દાખલ થઈ ગઈ છે તે કોઈ રીતે નજીવી નથી. અને ઘણા અંધશ્રદ્ધાળુ લોકો જે કોઈ રીતે સુધારાને નમતું આપે એવા હોતા નથી, તેઓ હજી પણ તેમાંથી પ્રેરણા મેળવી રહ્યા છે. વળી તેને લઈને બહારના લોકોએ હિંદુધર્મની ખુલ્લી ટીકાઓ કરી છે. આવાં છિદ્રોનો ગેરલાભ ઉઠાવવામાં તેમણે કાંઈ કચાશ રાખી નથી.

આવાં ક્ષેપક (બનાવટી ઘુસાડી દીધેલાં લખાણ) કેવી રીતે દાખલ થઈ ગયાં તેનો ઈતિહાસ લાંબો છે,

કાપે છે. ( અર્થાત્ કામવાસનાનું દમન કરે છે ) અને સર્વને વશ કરે છે. તદ્દન સ્પષ્ટ છે કે સંપૂર્ણપણે વિકાસ પામેલ પુરૂષ જ પોતાની ઈંદ્રિયોનો નિગ્રહ કરી શકે છે.

યજુર્વેદના પ્રકરણ ૨૩ના શ્લોક ૧૯—૨૨ નો મહીધર અને ઉવ્વટે જે અનુવાદ કર્યો છે તેનું વર્ણન પણ ન થઈ શકે એટલો એ બિભત્સ છે. ગ્રિફિથ તો તેનો અંગ્રેજી તરજુમો પણ કરતાં અચકાયો છે અને કહે છે કે આ મંત્રોમાં જે અર્થ સમાએલો છે તે વ્યક્ત કરવા માટે એવા બિભત્સ શબ્દો પણ અંગ્રેજી ભાષામાં જડતા નથી. આવાં વાંધાભર્યાં લખાણથી આ પુસ્તકનાં પાનાં કલંકિત કરવાનું હું પણ યોગ્ય ધારતો નથી. જો વાચક મહર્ષિ દયાનંદનું ભાષ્ય જોઈ જવાની તસ્દી લેશે તો તેમાં કેટલો બેહદ તફાવત છે તે જોઇને તે સાનંદાશ્ચર્ય અનુભવશે. અને ત્યારે તે આ વિષયમા મહર્ષિ દયાનંદના અદ્‌ભુત કાર્યની કદર કરશે.

પુરાણો પ્રકટ કરવાનું કાર્ય એ ખોટી ધાર્મિકતાનું છેલ્લું દ્દષ્ટાંત છે બૌદ્ધો અને જૈનો પોતાના તીર્થંકરો અને મહાપુરૂષોનાં રસપ્રદ ચરિત્રો લખતા હતા એમ હિંદુઓએ જોયું ત્યારે તેમની અસરમાંથી આમ જનતાને પાછી ખેંચવાને માટે હિંદુ—ધર્મના મતાવલંબીઓએ પણ એવા જ ગ્રન્થો રચી તેને પુરાણોને નામે ઓળખાવવાનો વિચાર કર્યો. તે વખતે તેમને ખ્યાલ સરખો પણ નહોતો કે આ પુરાણોથી હિંદુઓની હાંસી થશે અને તેમની

પ્રગતિ રૂંધાઈ જશે. જો પુરાણો કે પુરાણિક વિચારો હિંદુઓમાં ન હોત તો ખ્રિસ્તી અને મુસલમાનો તેમની વિરૂદ્ધ એક હરફ પણ ન ઉચ્ચારી શકત અને હિંદુઓને આટલી સહેલાઈથી ન વટલાવી શકત. પુરાણોએ જ મૂર્તિપૂજાને ટકાવી રાખી અને હિંદુધર્મના વિનાશનું બીજ રોપ્યું.

પુરાણોમાંની ઘણીખરી વસ્તુ તો આ દેશના વિદેશી રાજ્યકર્તાઓએ ઉભી કરાવેલ હોય એમ દેખાય છે. દાખલા તરીકે, ભવિષ્યપુરાણમાં મુસલમાન અને બ્રિટિશ રાજ્યનો અસ્પષ્ટ અહેવાલ ભવિષ્યવાણી રૂપે આપવામાં આવેલ છે. તેનો બુદ્ધિપૂર્વકનો ખુલાસો એક જ થઈ શકે કે કોઈ મુસલમાન રાજાઓએ લોકોનો વિશ્વાસ સંપાદન કરવા માટે હિંદુ પંડિતોને લાલચો આપી હિંદુઓનાં ધર્મપુસ્તકોમાં પોતાનાં નામ દાખલ કરાવ્યાં હોવાં જોઈએ. હું જ્યારે બાળક હતો ત્યારે મેં એવી વાર્તા સાંભળેલી કે તે વખતે જે વિકટોરિયા રાણીનું રાજ હતું તે રામાયણમાં આવતી, મેઘનાદ (ઈંદ્રજીત)ની સ્ત્રી સુલોચનાનો અવતાર છે, કારણ કે રામચંદ્રજી તેના ઉપર એટલા બધા પ્રસન્ન થયા હતા કે કલિયુગમાં તેને હિંદનું રાજ્ય આપવાનું વરદાન આપ્યું હતું. આવી બાબતો ઉપર ઉપરથી તો નજીવી લાગશે પરંતુ આમ જનતાનું માનસ ઘણું જ વિચિત્ર હોય છે; ઇતિહાસ કહે છે કે આવા વિચારો ઘણી વાર જનતાના મનમાં ઘર કરી બેસે છે. આ પુસ્તક હું લખી રહ્યો છું ત્યારે પણ હૈદ્રાબાદ રાજ્યમાં એક સિદ્દિક દીનાર

નામનો મુસલમાન છે તે કહે કે હું લિંગાયત લોકોના સંત વિજ્ઞાનેશ્વરનો અવતાર છું અને એમ કહીને લિંગાયતો અને બીજા હિંદુઓને પોતાની ધજા નીચે આવી ઈસ્લામનો અંગીકાર કરાવે છે. અજ્ઞાન બિચારા લોકો તેનું કહેવું સાચું માની લે છે. અવતારનો સિદ્ધાંત જ ઈસ્લામ ધર્મથી વિરૂદ્ધ છે એમ તેને કોઈ પૂછતું નથી. ધર્મોના ઈતિહાસમાં આવાં છળકપટ સામાન્ય હોય છે અને તેનો મોટો ભાગ હિંદુધર્મને ફાળે જાય છે.

ખોટાં ( ક્ષેપક ) લખાણો ઉમાં કરનારની ક્ષુદ્ર સ્વાર્થ-વૃત્તિએ વારસાના નિયમો વિષેના ગ્રન્થોના નિર્માણમાં ખૂબ ભાગ ભજવ્યો છે. આવો એક ગ્રન્થ દત્તક મીમાંસા છે. બ્રિટિશ અમલની શરૂઆતમાં તે ગ્રન્થનો અંગ્રેજી તરજુમો કરાવવાની જરૂર પડી, અને એ વારસાની બાબતમાં તે પ્રમાણભૂત ગ્રન્થ ગણાવા લાગ્યો. પરંતુ આગળ જતાં, તે વિષે સંશય પેદા થયો અને સર જ્હોન એડ્જના પ્રમુખપદે ભરાએલી અલ્હાબાદ હાઈકોર્ટના બધા ન્યાયમૂર્તિઓએ તે ગ્રન્થને અપ્રમાણિક ઠરાવ્યો. એમ કહેવાય છે કે એક દૌહિત્ર (પુત્રીના પુત્ર)ને વારસા હક્કમાંથી બાતલ કરવા માટે એ ગ્રન્થ નંદ પંડિતે લખ્યો હતો.

એવી જ રીતે મિ. કોલબ્રૂકના એક સહાધ્યાયી અને સમવયસ્ક રઘુમણિએ એક દત્તક પુત્રને ભારે મોટો વારસો મેળવી દેવા માટે દત્તકચંદ્રિકા નામનો ગ્રન્થ લખ્યો હતો. સદ્ભાગ્યે પક્ષકારો અંદરોઅંદર સમજી ગયા અને મુકર્દમો

આગળ ચાલ્યો નહિ. પરંતુ કોઈ વિદ્વાન તે ગ્રન્થની અપ્રમાણિકતા વિષે શંકા ધરાવતો નથી.

સરકાર શાસ્ત્રીના 'હિંદુ લૉ' (ધર્મશાસ્ત્ર) માં એક બીજા ખોટા લેખનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. સને ૧૮૩૨ના અરસામાં જૈનોનો એક કેસ આવ્યો. વારસા હક્કના કાયદામાં કલકત્તાની સંસ્કૃત કૉલેજ (પાઠશાળા)ના પંડિતો પ્રમાણભૂત ગણાતા હતા. એક પક્ષકારની લાલચને વશ થઈને તેમણે એક પુસ્તક લખી કાઢ્યું અને પાઠશાળાના પુસ્તકાલયની યાદીમાં તેનું નામ પણ દાખલ કરી દીધું. ડૉ. એચ. એચ. વિલ્સન જે તે વખતે તે કૉલેજના સેક્રેટરી હતા તેને ગમે ત્યાંથી તે મેલી રમતની ગંધ આવી અને તેણે તે કપટ પકડી પાડ્યું. આ અપકૃત્ય કરનારને પોતાનો ગુનો કબુલ કરવો પડ્યો અને ત્યારથી આવા વારસાહક્કના ચુકાદા આપવાનો તે પંડિતોનો જે હક્ક હતો તે હક્ક કાયમને માટે તેમની પાસેથી ખૂંચવી લેવામાં આવ્યો. (જુઓ સરકાર શાસ્ત્રીનો હિંદુ લૉ, પૃષ્ઠ ૧૮૭)

હિંદુઓના અપ્રમાણિક સાહિત્યનો આવો ઈતિહાસ છે. એક રીતે તે કુદરતી છે. ઘણીજ પ્રાચીન પ્રજાને વાસ્તે આવા દુઃખદ બનાવો પણ શકય છે, પરંતુ વખતોવખત જો તેની સફાઈ ન થાય તો પ્રજા પોતાની સંચ્ચાઈ ન જાળવી શકે. હિંદુધર્મમાં તેની મૂળ પવિત્રતાઓ લાવવા માટે જ હિંદુ સાહિત્યમાંથી આવો કચરો સાફ કરી નાખવાની જરૂર હતી. આ મુશ્કેલ કાર્યનો યશ મહર્ષિ દયાનંદને ઘટે છે.

## પ્રકરણ ૧૭ મું

### જીવનની માન્યતા

કોઈ પ્રજાની ઘણીખરી પ્રવૃત્તિઓનો આધાર તેની જીવન સંબંધી શી માન્યતા છે, તેના ઉપર રાખે છે. છેવટે તો આ પ્રશ્ન તત્ત્વજ્ઞાનનો છે એટલે તત્ત્વજ્ઞાનના વિષયની બારીકીઓની ભૂલભૂલામણીમાં હું વાચકને ખેંચી જવા માગતો નથી; વળી હું માનું છું કે સામાન્ય જનતામાં તત્ત્વજ્ઞાનનું માનસિક વલણ પણ હોતું નથી. ખરો તત્ત્વ-ચિંતક પણ નિરંતર અને પ્રત્યેક સંજોગોમાં તત્ત્વચિંતક રહી શકે જ નહિ; તેમજ પોતાની દિનચર્યામાં પોતાના તત્ત્વ-જ્ઞાનને અનુકુળ રહેવાનું ઘણાને માટે શક્ય પણ બનતું નથી, પરંતુ તત્ત્વજ્ઞાન મનુષ્યના જીવનને અસર કરે છે. વિચારકો અને જ્ઞાનીઓ—જ્ઞાનના સિદ્ધાંત રચનારાઓ હોય છે—એવા સિદ્ધાંતોના શિષ્ટાચારનું જાતે કડક પાલન કરનાર શિષ્યો તેમજ કોઈની પરવા કર્યા વગર પોતાને રસ્તે ચાલનાર મનુષ્યોનાં જીવનને તો ખાસ અસર કરે છે. ખાવું, પીવું અને માણવું એવી વૃત્તિવાળા આમલોકોના ઘર નીચે પણ એક લગભગ અદૃશ્ય તાત્ત્વિક પ્રવાહ તમને જણાશે કે જે પ્રવાહ તેમનાં જીવન ઉપર અસર કરે છે. તત્ત્વ-

જ્ઞાનના સિદ્ધાંતો રચનાર મહાપુરુષો એક એવો વારસો મૂકી જાય છે કે જે આંતરિક થરોમાંથી ઝરણાંની પેઠે વહીને સમાજના ઊંડાણ સુધી પહોંચે છે. હિંદુધર્મ મહાન ફિલસૂફીઓનું નિવાસસ્થાન છે. પશ્ચિમના લોકો તો કહે છે કે હિંદુ પરંપરાથી ફિલસૂફ (તત્ત્વજ્ઞાની) છે. એક અદનો ઘાસ કાપનાર પણ થોડીઘણી ફિલસૂફી જાણતો હશે, અને નજીવી બાબતો ઉપર વાદવિવાદ કરી શકે છે. અહીં અમે એમ બતાવવા માગીએ છીએ કે અમુક ફિલસૂફીઓ એવી છે કે તેણે હિંદુઓના વ્યવહારિક જીવનને હાનિ પહોંચાડી છે.

હિંદુ માનસમાં બે મુખ્ય ખામી છે. એક તો બાહ્ય જગતનો સ્વપ્ન જેવો મિથ્યાવાદ અને બીજી ખામી પોતાના જ માનસની ભ્રામકતા. હિંદુ માને છે કે આ જગત એક ખાલી સ્વપ્ન જેવું છે. અને આ માન્યતાના સતત દબાણથી તે ખરેખર સ્વપ્નસેવી બની જાય છે. તે ખાય છે, પીએ છે અને ઉંઘે છે એટલા જ માટે કે તે વગર તે ચલાવી શકતો નથી. ગમે તેમ કરીને જીવનયાત્રા કરવી જ રહી, પછી શું કરે? પરંતુ બાહ્ય જગતને એક વખત ઝાકળ જેવું સ્વપ્ન માની લીધા પછી પરિશ્રમ કરવાની અને પ્રતિકાર કરવાની વૃત્તિ જ ચાલી જાય છે. પત્થરના સિંહથી કોઈ બાળક બીતું નથી, અને સ્વપ્નમાં જ જોએલા દુશ્મનની સામે પોતાનાં લશ્કરનો વ્યૂહ રચવાનું કોઈ રાજા પસંદ કરશે નહિ. બીજી વાત એ છે કે આપણા તત્ત્વવેત્તાઓએ એક કે બીજી રીતે આપણા પોતાનાં જ જ્ઞાન વિષે આપણા પોતાના જ મનમાં એક

ભ્રમ પેદા કર્યો છે, તેઓ કહે છે કે માનવી સ્વાભાવિક રીતે જ તત્ત્વ સમજવાને લાયક નથી. 'મારી નજર આગળ પુસ્તકનું પૃષ્ઠ છે'—આ હકીકત સત્ય છે ? સાચું ય હોય અને ખોટું ય હોય. 'હું મારી કલમથી લખું છું'—આ કથન ખરૂં જ છે એમ કેમ કહેવાય ? હું સ્વપ્નાવસ્થામાં છું કે ખરેખર લખું છું ? 'હિંદ ઉપર વિદેશીઓ રાજ કરે છે અને તેમના હાથમાં આપણે ગુલામો છીએ'— આ ખરૂં છે અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સત્ય હકીકત છે કે માત્ર આપણા સ્વપ્નાવસ્થ મનની માત્ર કલ્પના છે ? કવેટા અને બિહારના મહાન ભૂકંપો જેણે સમસ્ત હિંદમાં ખળભળાટ મચાવી દીધો હતો—તે ખરેખર બન્યા હતા કે માત્ર સ્વપ્નની કલ્પના હતી ? આ અને આવા પ્રશ્નો હિંદમાં માનસને અનિશ્ચયાત્મક બતાવે છે અને પરિણામે આલસ્ય અને પ્રમાદને ઉત્પન્ન કરી ચોક્કસ વિનાશને પંથે લઈ જાય છે કે 'संशयात्मा विनश्यति।' સંશયવાળો માણસ વિનાશ પામે છે. આપણે સંશયથી ભરપૂર છીએ માટે જ આપણો વિનાશ થઈ રહ્યો છે. સાધુઓ અને ફકીરોની એક કરોડની ફોજ એવી પડી છે કે ગૃહસ્થીઓ પાસે જઈ જીવન મિથ્યા અને અસત્ય છે એમ તેમને સમજાવવાનું જ તેમના જીવનનું ધ્યેય છે આ જગતમાં કાંઈ નથી, એક દિવસ તો આ જગતને છોડીને આપણે ચાલ્યા જવાનું છે માટે વહેલામાં વહેલો આ જગતનો ત્યાગ કરવો એ જ સારામાં સારી વાત છે એમ પ્રત્યેક પળે આપણા કાનમાં સૂર સંભળાવવામાં આવે છે.

આ સર્વનું પરિણામ એ આવે છે કે નિરાશાવાદનું સામ્રાજ્ય સ્થપાય છે. આસપાસ બધે દુઃખ દેખાવા લાગે છે, અને જાણે ઉદાસીનતાના પંજામાં સપડાઈ જઈએ છીએ. પછી, જીવનની કૂંચમાં આપણે બીજાની પાછળ રહી જઇએ એમાં નવાઈ સી ? કુરૂક્ષેત્રના સમરાંગણમાં અર્જુનનો આત્મા જેમ વિષાદ (ઉદાસીનતા)થી ઘેરાઈ ગયો હતો તેવી રીતે જ આપણે પણ ઘેરાઈ રહ્યા છીએ. તે ઉદાસીનતા દૂર કરાવનાર શ્રી કૃષ્ણ તે વખતે હતા. અત્યારે ગીતા તો છે, પણ ગીતાના વાંચનારાઓ તો તે નહિ વાચનાર કરતાં ય વધારે ઉદાસીન છે. ગીતાનાં અસંખ્ય ભાષ્યોએ આપણને માત્ર વધારે નિરાશાવાદી બનાવ્યા છે.

મહર્ષિ દયાનંદના ઉપદેશો આ દર્દના મહાન ઈલાજ રૂપ છે. તેમણે આપણને ઈશ્વર-બ્રહ્મના સત્યની મનુષ્ય-આત્માના સત્યની અને જે વિશ્વમા મનુષ્યને કામ કરવાનું છે તે વિશ્વમાં સત્યોની સ્પષ્ટ ફિલસુફી આપી છે. મહર્ષિ દયાનંદ જગતને દુખ કે વિષાદથી ભરપૂર જોતા નથી. તેઓ તો ઋગ્વેદના મંત્રમાં ગાય છે કેઃ–
अग्ने यं यज्ञमध्वरं विश्वतः परिभूरासि । स इद्देवेषु गच्छति

"હે અગ્નિ સમાન્ પ્રકાશમય પરમાત્મા, તું એક મહાન દુઃખથી વિમુક્ત એવી પ્રવૃત્તિને આવરી રહ્યો છે, માત્ર મહાત્માઓ તે જાણી શકે છે' (ઋગ્વેદ ૧–૧–૪).

'સત્યાર્થ–પ્રકાશ'માં–'ઈશ્વરે આવી દુઃખમય દુનિયા

શા માટે પેદા કરી ?'–એ પ્રશ્નનો ઉત્તર આપતાં તેઓ જણાવે છે કે આ જગતમાં દુઃખ કરતાં સુખ વધારે છે. (જુઓ સત્યાર્થ પ્રકાશ સમુલ્લાસ ૮માં–પ્રશ્ન–જો ન બનાવત તો આનંદમાં રહેત અને જીવોને પણ સુખ દુઃખ પ્રાપ્ત ન થાત.

ઉત્તર–એ કામ આળસુ અને દરિદ્ર લોકોનું છે. પુરૂષાર્થનું નથી. પ્રલયમાં જીવોનો સુખ કે દુઃખ હોય છે ? જો સૃષ્ટિનાં સુખ દુઃખની તુલના કરવામાં આવે તો તો સુખ અનેક ગણું વધી જાય અને ઘણા પવિત્ર આત્માના જીવો મોક્ષનાં સાધનો મેળવી મોક્ષના આનંદને પણ પ્રાપ્ત કરી શકે છે).

ઇશ્વર જેનું તત્ત્વ આનંદમય છે. તેણે આ દુઃખી દુનિયાને, પેદા કરી છે, એમ કહેવુંએ ઇશ્વરનું અપમાન કર્યા બરાબર છે. મહર્ષિ દયાનંદ નીચેની માન્યતાઓનું ખંડન કરે છેઃ

૧. જગત કેદખાનું છે અને આપણે કેદીઓ છીએ.

૨. જગત મિથ્યા છે, આપણે માત્ર સ્વપ્નાવસ્થામાં છીએ.

૩. જીવન એ મહાસાગરની સપાટી ઉપરના બુદ્‌બુદ (પરપોટા) જેવું છે તેને પાણીમાં ભળી જતાં કાંઈ વાર લાગતી નથી.

કેદીનું માનસ એ ગુલામનું માનસ છે. કેદીની દૃષ્ટિથી જગતને જોનાર જગતને કદી સુધારી શકે નહિ, તેમ જ તે સ્વતંત્ર જીવન જીવી શકે નહિ. જગતનો કયો

કેદી કેદખાનાને સુધારવા ચાહશે ? તેવી રીતે જે મનુષ્ય જગતની ક્ષણિકતાનો જ સતતપણે વિચાર કરે છે, તે મહાન કાર્ય ભાગ્યે જ ઉપાડી શકશે. જો તમે જંગલમાં માત્ર સહેલ કરવા નીકળશો તો તમે ચોક્કસ ત્યાં કિલ્લો નહિ બાંધો. જેને જગતમાં કોઈ સ્થાયી રસ નથી તે જગતનાં દુઃખોને દૂર કરવાનો પ્રયત્ન પણ નહિ કરે

ઘણા તત્ત્વચિંતક લોકો માને છે કે મહર્ષિ દયાનંદે જીવ ( આત્મા ) અને શિવ ( ઈશ્વર ) ને જુદા માનવાનો આગ્રહ રાખી મહાન ભૂલ કરી છે. તે લોકો એમ માને છે કે આ અનેક વિચારશ્રેણીઓને એકરૂપ બનાવવી એ બધી ફિલસુફીઓનું કાર્ય છે મહર્ષિ દયાનંદ કોઈ એક પરંપરાગત માન્યતાને ગુલામીથી વળગી રહેવાનું પસંદ કરતા નથી. તે કહે છે કે બધી ફિલસુફીઓનું અંતકાર્ય એક જ છે કે સત્યજ્ઞાન મેળવવું સંસારની સર્વ પ્રગતિને જરૂરી છે એવી વિચારની એકરાગતા, ફરજીઆત કે પરાણે લાવેલી એકતા કદી ઉત્પન્ન કરી શકે નહિ. પોતે જ સર્વશક્તિમાન પરમાત્મા છે અને સૂર્ય, ચંદ્ર તારા પોતાના જ બનાવેલા છે એવી કલ્પના પલંગ ઉપર પડ્યાં કરવી બહુ સહેલી છે, પણ પલંગનો પાયો ભાગે અને સુતાર આવી તે પાયો દુરસ્ત કરે તેની રાહ જોવી પડે ત્યારે તમારી એ મીઠી કલ્પના ઝાકળની પેઠે ઉડી જશે બીજા ક્ષેત્રોમાં આવી ફિલસુફીઓની ગમે તેવી કિંમત હોય પણ તેનાથી વ્યાવહારિક બાહ્ય જીવન

અને અંતરના વિચારો વચ્ચે સુમેળ સાધી શકાશે નહિ. જ્યાં સુધી બાહ્ય જગત વિષે આવા શૂન્યવાદી વિચારો પશ્ચિમમાં હતા ત્યાં સુધી ન તો વિજ્ઞાન કાંઈ પ્રગતિ કરી શક્યું અને ન તો વૈજ્ઞાનિક શોધખોળ શક્ય બની. હિંદમાં તો અમુક માણસ ધાર્મિક છે કે નહિ તેની કસોટી ઘણા સૈકાઓ થયાં એ જ રહી છે કે તે માણસને પોતાનાં શરીર અને વ્યવહારની વસ્તુઓનું ભાન કેટલું છે. આજે પણ એક ગંદા, રાખ ચોળેલા અને ફિક્કા દેખાતા દુબળા દેહવાળા માણસને કોઈ જુએ તો જાણે તે અધ્યાત્મમાં આગળ વધેલો અને પરમાત્મા સાથે સીધા સંપર્કમાં જ છે એમ માનવામાં આવે છે. મહર્ષિ દયાનંદ આ વિચારને હસી કાઢે છે વેદો કહે છે કેઃ—

विष्णोः कर्माणि पश्यत यतो व्रतानि पस्पशे (ऋग्वेद)

'ઈશ્વરની કૃતિઓ તરફ નજર કરો અને તમારાં વ્રતોને તેમાંથી પ્રેરણા આપો.'

પરમાત્મા કર્તા છે અને તેની આજ્ઞાઓને અનુસરવાનો એક માર્ગ એ છે કે તમારે ક્રિયાત્મક બનવું. પરમાત્મા સર્વ પ્રત્યે દયાળુ છે અને તેની સેવા કરવાનો ખરો માર્ગ માનવજાતની સેવાનો છે. સ્વાર્થત્યાગ એ ખરો ત્યાગ નથી પણ બીજા માટે સહન કરવામાં ખરો ત્યાગ સમાએલો છે. જ્યાં સુધી આપણા માનવબંધુઓ પ્રત્યેની આપણી ફરજ ન બજાવીએ ત્યાં સુધી ઈશ્વરને

આપણે પ્રસન્ન કરી શકીએ નહિ. મહર્ષિ દયાનંદની માન્યતા એવી છે કે મનુષ્યની મુક્તિ બીજાઓ પ્રત્યે બેદરકાર રહેવામાં સમાએલી નથી પણ સર્વની મુક્તિ સાધવાનો પ્રયત્ન કરવામાં પોતાની મુક્તિ રહેલી છે. મહર્ષિ દયાનંદ આ જગતને એક મહાન શાળા જેવું માને છે કે જેમાં માણસે પોતાની શક્તિઓનો વિકાસ પરિશ્રમ અને પ્રેમથી સાધવાનો હોય છે તેમની ફિલસુફી પ્રખર કાર્યની છે. નકામી કલ્પનાની નથી એક અંગ્રેજી કવિના શબ્દોનું જાણે કે તેઓ અનુકરણ કરે છે:–"મને ઉંઘ આવી અને સ્વપ્નાવસ્થામાં જોયું કે જાણે જીવન એ સૌંદર્ય છે; જાગીને જોયું તો લાગ્યુ કે જીવન એ ફરજ છે."

# પ્રકરણ ૧૮ મું

## ઉપસંહાર

મહર્ષિ દયાનંદના જીવન અને ઉપદેશોથી કયાં બળો ઉત્પન્ન થયાં અને તેમની શી અસર હિંદુ સંગઠન ઉપર થઈ રહી છે તેની અમે ટુંકી મીમાંસા આગળનાં પ્રકરણોમાં કરી ચૂકયા છીએ. હિંદુ નેતાઓએ એ વાતનો સ્વીકાર કરી તે મહાન આત્માને સન્માનભરી અંજલિઓ અર્પણ કરી છે તે સંતોષની વાત છે. (જુઓ પરિશિષ્ટ)

આ પૃષ્ઠો લખવામાં મેં ભારે દોષ વહોરી લીધો છે અને ક્ષમાયાચના રૂપે બે શબ્દો કહેવા જોઈએ. મહર્ષિ દયાનંદના શિષ્યો માને છે કે તેમનાં વચનામૃતો નાતજાત, સંપ્રદાય કે જાતિના ભેદ વગર સમસ્ત જગતને માટે છે અને હિંદુઓને માટે જ તેની મર્યાદા બાંધી રાખવી એ અસહ્ય અને સંકુચિત કોમીવાદ છે. આ મતના પહેલા ભાગની સાથે હું સંમત છું બીજા ભાગનો હું ઈન્કાર કરૂં છું. હું મહર્ષિ દયાનંદનો અનુયાયી હોવાથી અને મારા સહધર્મીઓના વિચારો સાથે સહમત થતો હોવાથી, હું વેદોની કે મહર્ષિના કાર્યની મર્યાદા સંકુચિત કરવા કદી માગતો નથી. દયાનંદનો હિંદુધર્મ એ કોઈ

સંકુચિત ક્ષેત્ર નથી. તેનો મેળ વિશ્વની સાથે છે. ગમે તે દેશ કે જાતિનાં-સર્વ મનુષ્યોનો તેની અંદર સમાવેશ થાય છે. મહર્ષિ દયાનંદે જેનું સમર્થન કર્યું છે અને જે મૂળભૂત રીતે શુદ્ધ વેદધર્મ સિવાય બીજું કશું નથી, તે હિંદુધર્મ ભૌગોલિક રીતે કે પ્રજા તરીકે કોઈ સંકુચિત કોમનો હોય એમ કદી માનવામાં આવ્યું નથી જે મૂળ નિયમો ઉપર હિંદુ સંસ્કૃતિ ઘડવામાં આવી છે તેની કોઈ સંકુચિત મર્યાદા છે જ નહિ. જે મનુષ્યકૃત દીવાલોએ હિંદુધર્મના ભાગલા પાડી આટલા બધા તિરસ્કૃત વાડાઓ ઉભા કર્યા છે તે બહુ જ થોડા વખત પહેલાંના છે અને તે દિવાલોને જમીનદોસ્ત કરી દેવી જોઇએ જે લોકો વેદોને ઈશ્વરપ્રણીત કે પ્રમાણભૂત નથી માનતા અને મહર્ષિ દયાનંદથી આ વિષયમાં વિભિન્ન મત ધરાવે છે, તે લોકોની સંસ્કૃતિ પણ વસ્તુતઃ એક જ છે. આપણે રેખાઓ જોવાની છે, વિગતો નહિ.

કેટલીક વાર એવો પ્રશ્ન કરવામાં આવે છે કેઃ— 'હિંદી પહેલાં, અને પછી હિંદુ, કે હિંદુ પહેલાં અને પછી હિંદી ?' આ પ્રશ્નને હું તો અક્કલવગરનો અને અમુક રીતે વિઘાતક કહું છું, હું પહેલાં બે પગવાળો, પછી માણસ કે પહેલાં માણસ અને પછી બે પગવાળો ? જરા પણ જવાબદારી જેમાં હશે તે માણસ સારી રીતે જાણે છે અને ખુલ્લી રીતે કહેશે કે હું હિંદુ પણ છું અને હિંદી પણ છું-પહેલાં, પછી કંઇ નહિ. સાચા હિંદુ

તરીકે તેનામાં સ્વદેશાભિમાન હોવું જ જોઈએ, અને સાચા દેશભક્ત તરીકે તેણે હિંદુ પણ હોવું જ જોઈએ. પોતાના દેશને એકકોર મૂકી દઈ જે પોતાના દેહને સ્વાર્થી રીતે સ્થૂળ બનાવવામાં જ મચ્યો રહે છે તે સાચો હિંદુ નથી. એમ હોય તો તેનામાં હિંદુત્વનું ખમીર નથી. અને જે દેશભક્ત પોતાના દેશને તથા દેશના વતનીઓને વહાલા ગણે છે તે જે દેશની સંસ્કૃતિને પોતે માને છે તેને નજર આગળ રાખવી જ જોઈએ. સ્વદેશપ્રેમ એ માત્ર તે દેશની ટેકરીઓ, સરોવરો કે ખાણોના પ્રેમમાં સમાઈ જતો નથી. દરેક પરદેશી જે દેશને તાબે કરવા અને તેના ઉપર અમલ ચલાવવા માગે છે તે તેનાં સરોવર અને ખાણોને એટલાં બધાં વહાલાં ગણે છે કે તેમાંથી એક તસુ પણ તે રાજીખુશીથી છોડવા માગતો નથી. આવા પરદેશીને તમે દેશભક્ત કહી શકો નહિ ખરો દેશપ્રેમ જુદી વસ્તુ છે. એ જ રીતે ખરી ધાર્મિકતા બધાનાં હિતો નજર આગળ રાખે છે, કોઇનાં હિતોની અવગણના ન કરે, માનવીના જ્ઞાનભંડારમાં મહર્ષિ દયાનંદે જે મુખ્ય ફાળો આપ્યો છે તે માત્ર વિવિધ હિતોને એકત્ર કરી એક સમષ્ટિરૂપે માનવજીવનને ગણવા માટે જ.

# પરિશિષ્ટ

## મહર્ષિ દયાનંદને પુષ્પાંજલિ

### ૧

'મહર્ષિ દયાનંદ એ ખરેખર, અર્વાચીન હિંદનું ઘડતર કરનાર અને તેના નૈતિક ઉત્થાન અને ધાર્મિક પુનર્જીવન માટે જવાબદાર એવી મહાન શક્તિશાળી વિભૂતિઓ થઇ તેમાંના એક છે તેમની સમાજ–આર્યસમાજ એ હિંદુ હિંદના પુનર્નિર્માણ, પુનઃ સુધારણા અને નવજીવન માટે સંપૂર્ણ ચેતનપૂર્ણ વેગ આપનાર બળ છે'

જુઓ વૈદિક મેગેઝિન ડિસેમ્બર ૧૯૨૨) ] સુભાષચંદ્ર બોઝ

### ૨

'સ્વામી દયાનંદ–અર્વાચીન હિંદના મહાન યુગસ્રષ્ટાને હું સન્માનપૂર્વક મારી શ્રદ્ધાંજલિ અર્પણ કરૂં છું:–જેમણે, મતમતાંતરો અને રૂઢિઓની આપણા દેશના પડતીના દિવસોના ગાઢ વિનાશની–સુંઅવણભરી ગુંચોમાંથી, ઇશ્વર-ભક્તિ અને માનવસેવામાં સરળ અને બુદ્ધિયુક્ત જીવન તરફ હિંદુઓને લઇ જવા માટેનો એક સીધો માર્ગ સાફ કરી દીધો. સત્યની સ્પષ્ટ દષ્ટિથી અને દઢનિશ્ચયી હિંમતથી..

અર્વાચીન યુગના પ્રગતિમાન જુસ્સા - સાથે આપણા સ્વમાનનો તેમજ મનની પ્રબળ જાગૃતિનો સુમેળ સાધી શકાય તે માટે તેમણે ઉપદેશ અને કાર્ય કર્યાં, અને સાથેસાથ આધ્યાત્મિક સિદ્ધિની વિશુદ્ધ જ્યોતિને ઓથે, ભારતના ભવ્ય ભૂતકાળે જે સમયે વિચાર અને કર્તવ્યના સ્વાતંત્ર્ય માટે ગુંજતી વિભૂતિઓ વ્યક્ત કરી હતી તે ભૂતકાળની સાથે સંપૂર્ણ નિકટનો સંબંધ જાળવી રાખ્યો હતો.

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર

ઋષિ દયાનંદના અર્ધશતાબ્દિ મહોત્સવ પ્રસંગે
આપેલો સંદેશ જુઓ સ્મર્ણાંજલિ ગ્રન્થ પૃષ્ઠ ૩ ]

૩

મહર્ષિ દયાનંદ ઈશ્વરી જ્ઞાનના ખરા સૈનિક, ઈશ્વરના જગતના યોદ્ધા, માનવી અને સંસ્થાઓના શિલ્પી, અને ચેતન આડે જડ પ્રકૃતિ જે મુશ્કેલીઓ ઉભી કરે છે તેનાં એક બહાદુર ખડતલ વિજેતા હતા, અને આ સર્વ સદ્ગુણોને સમગ્ર રીતે ધ્યાનમાં લેતાં મારી નજર આગળ એક આધ્યાત્મિક આદર્શનું ભવ્ય પ્રતિબિંબ રજુ થાય છે

વૈદિક મેગેઝિન ]

અરવિંદ ઘોષ

૪

જ્યારે સ્વામી દયાનંદ સરસ્વતીએ ધાર્મિક અને સામાજિક સુધારક તરીકે હિંદમાં પોતાના પ્રયત્નો શરૂ કર્યા ત્યારે ખ્રિસ્તી પાદરીઓના વ્યવસ્થિત પ્રચારનો

ઝઠવો સામનો તેમને કરવો પડયો હતો. તે સમયે ખ્રિસ્તી પાદરીઓને રોકનાર કે સામે થનાર લગભગ કોઇ ન હોવાથી, હિંદુ જીવનના અસ્તિત્વને જ તે પાદરીઓએ ભયમાં મૂકયું અને હિંદુધર્મનો વિધ્વંસ કરવાના દૃઢ નિશ્ચયની તેમણે પ્રતિજ્ઞા લીધી હતી. બહુ જ ટુંક વખતમાં હિંદુધર્મ કડડભૂસ કરીને બેસી જવાનો છે એમ કેટલાક ખ્રિસ્તી ધર્માધો ભાખી પણ ચૂકયા હતા. પરંતુ સ્વામી દયાનંદ સરસ્વતીએ ખ્રિસ્તી પ્રચારકોના આ પડકારને ઉપાડી ઝીલી લીધો, અને તેણે સનાતન ધર્મનું ઉજળતું ભવિષ્ય પ્રદર્શિત કર્યું. તેના કાર્યના ઘણાં સુંદર પરિણામો આવ્યાં છે,

સ્મરણાંજલિ ગ્રન્થ, પૃષ્ઠ ૧૦૪ ]

ડૉ. સુધીન્દ્ર બોઝ,
એમ. એ. પી એચ. ડી.
અમેરિકાની આયોવાની યુનિવર્સિટીના પ્રોફેસર

૫

સ્વામી દયાનંદ આપણે માટે જે ઘણા અમૂલ્ય વારસાઓ મૂકતા ગયા છે તેમાં તેમણે અસ્પૃશ્યતા સામે પોતાનો ઘણો જ સચ્ચોટ રદીઓ આપ્યો છે તે પણ બેશક એક કિંમતી વારસો છે.

સ્મરણાંજલિ ગ્રન્થ, પૃષ્ઠ ૬ ]

મહાત્મા ગાંધી

૬

હું એટલું જણાવવા માગું છું કે હિંદુ સમાજના પુનરુત્થાનના કાર્યમાં ઋષિ દયાનંદનો ફાળો એટલો બધો મહાન છે કે તેઓને ઓગણીસમી સદીના સૌથી મહાન હિંદુ ગણવા જોઇએ, હિંદુ સમાજના પુનર્જીવન માટે આર્યસમાજે એક ઘણી મહાન સેવા બજાવી છે.

સ્મરણાંજલિ ગ્રન્થ,
પૃષ્ઠ ૧૦૪ ]

તારકનાથદાસ
એમ. એ પી એચ ડી
મ્યુનિચ (જર્મની)ના પ્રોફેસર

૭

અર્વાચીન સમયમાં હિંદુ સંગઠનના પ્રથમ સ્તંભ હોવાનુ માન આર્યસમાજની હીલચાલના સુપ્રસિદ્ધ-સંસ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતીને જ ઘટે છે.

શ્રી વીર વિનાયક દામોદર સાવરકર
હિંદુ મહાસભા અને હિંદુ સંગઠનની હિલચાલના
ઇતિહાસ અને કાર્યના ગ્રન્થાવલોકનમાંથી, પૃષ્ઠ ૧૭ ]

૮

આર્યસમાજે હિંદુ પ્રજાની જે સેવાઓ બજાવેલી છે, તે એટલી બધી સુવિખ્યાત છે કે તેનો નિર્દેશ આ

ભાષણમાં કરવાની જરૂર રહેતી નથી. કેટલાક લેખકો, આર્યસમાજને વૈદિક ધર્મના પ્રોટેસ્ટંટ ધર્મ જેવો આલેખે છે. આર્યસમાજીઓ લખે છે કે મહર્ષિ દયાનંદ સરસ્વતી એ સ્થાપેલા આર્યસમાજનું મુખ્ય કર્તવ્ય એ છે કે હિંદુધર્મની જે સાદાઈ, પવિત્રતા અને ઉચ્ચતાની ભવ્ય સ્થિતિ જે વેદોમાંથી વર્ણવેલી પોતે જુએ અને સમજે છે તેવી હિંદુધર્મની સ્થિતિ ફરીથી લાવવી એક નાના વાક્યમા મહાન હીલચાલોની વ્યાખ્યાઓ બાધવાની કોશિષ, કોઇ જોરદાર અને અનેક કાર્ય કરતી સંસ્થાની વિવિધ બાજુઓનો સાચો અને સંપૂર્ણ ખ્યાલ આપવામાં બહુ ભાગ્યે જ સફળ નીવડે ઉપર જણાવેલ બેમાંથી દરેક વ્યાખ્યા આર્ય સમાજની હિલચાલનાં સૌથી અગત્યનાં કેટલાંક કાર્યો ઉપર ભાર મુકે છે, પહેલી વ્યાખ્યા આ નવીન ધર્મપ્રણાલિના આદ્ય સંસ્થાપક અને પ્રથમ ગુરૂએ સત્યાર્થ પ્રકાશમાં જે સુધારક વિચારો અને વિવાદની વસ્તુતઃ બુદ્ધિયુક્ત અને તુલનાત્મક રીત અખત્યાર કરી છે તે તરફ અંગુલિ નિર્દેશ છે, જયારે બીજી વ્યાખ્યા આર્યસમાજના ઉપદેશમાં વેદોનું કેવું પ્રાધાન્ય અને આફર સ્થાન છે તે સ્પષ્ટપણે સિદ્ધ કરે છે તર્કની કસોટીમાંથી પાર ઉતરે તેવા, વૈદિક ઋષિઓના ઉપદેશો આર્યસમાજની પ્રવૃત્તિઓ ઉપર અંકુશ ધરાવે છે. પરંતુ મારા મત પ્રમાણે આ વ્યાખ્યા યથાર્થ અને સ્વતઃ સ્તુત્ય હોવા છતાં અધુરી જ રહે છે. એક વિશેષ લાક્ષણિકતાથી તેની પૂર્તિ કરવાની રહે છે તર્કની કસોટીથી પાર ઉતરે